# BADRAIMUNIR BAINAZIR

*Translated into Guzeratee Verse.*

BY

N. P. CHISTEY ( HAMI ).



**AHMEDABAD.**

Printed at the " SUMSHER BAHADOOR " Press at
Paukore's Naka in Bacha Jamadar's Hevali,
by Savaibhoy Raichund.

1879.

*Price One Rupee.*

# હામી કૃત કાવ્ય *

## ભાગ ૧

# કામણિક કાવ્ય *

એટલે

## બહરેમુનીર બેનઝીર

ગુજરાતી પધમાં

રચીં પ્રસીદ્ધ કરનાર

## નીજામુદ્દીન પીરસાહેબ,

अमदावादमां

बच्या जमादारनी हवेलीमां "समशेर बाहादुर" छापखानामांसवाइ भाइ रायचंदे छाप्यो.

સને ૧૮૭૯—સંવત ૧૯૩૫—સને ૧૨૯૬ હીજ્રિ.

કિંમત રૂ ૧—૦—૦

આ ચોપડી સને ૧૮૬૭ના આક્ટ ૨૦ પ્રમાણે રજીષ્ટર કરાવી છે.

# અર્પણ પત્રિકા*



જેના પરોપકારી મન ઉપર જ્ઞાનરૂપી સમુદ્ર લેરાં લે છે, જેના કોમળ અંતઃકરણ ઊપર પર્વત સમ ગુણ ગંભીરતા રહે છે, જેનું મન પરોપકાર તથા ઉદ્ધારતાથી બગીચા સમાન પ્રફુલીત છે; જેની જ્ઞાનરૂપ વાડીમાં પુરોપના વીદ્યારૂપી વેળાઓને ફુલી ફળવાની રીત છે, જેનું ગુલાબ સરખું મોં જોઇ ભોજનની ભુખ ન લાગે, જે ગુલથી દુર પડેલા વીયોગી બુલબુલોના બોહોળા દુઃખ ભાગે, જે સર્વે સર્વ સમાન આસન સારી વાડીમાં સુખ આપવાને સ્થીર છે, જેનું કેવળ ચાતુરી ધૈર્યતા મરજાદા, સુરયતા તથા સ્નેહ આકારણે બંધાએલું શરીર છે; જે સંસારની આશા છે અને આ દુન્યાની આશા જેની દાસીને દાસ. એવા સદ્‌ગુણી, સવીચારવંત, સધરમી શેઠ રણછોડદાસ રતલસીદાસના સુર્ય સમાન ચળકતા નામથી આ લઘુ ગ્રંથ પ્રકાશીત કરૂંછુ.

વડોદરા નવાબવાડા.
તા. ૨૦ જુન સન ૧૮૭૯

ગ્રંથકર્તા.

# જાહેર ખબર*

## અમારી બનાવેલી ચોપડીઓ

## તઈયાર છે.

વડોદરા વિલાપ.. .. .. રૂ૦—૦—૬

વડોદરા વિલાપ.. .. .. રૂ૦—૧—૦

રાજનગરમાં રેલનો રોળ.. .. રૂ૦—૧—૦

કામણીક કાવ્ય (ખરેમુનીર બેનજીર) રૂ૧—૦—૦

કામની મોહ દુઃખ દર્શક કાવ્ય
(હસાને અજાયબ).. ... રૂ૦—૧૦—૦

નિઝામુ લલિસાન, જેના વાંચવાથી ગુજ
રાતી ભાષા આઠ દહાડામાં આવડી
જાય અને ગુજર દેશની પુરી મા-
હેતી થાય ઉર્દુ વાંચનારાઓને વાસ્તે. રૂ૦—૨—૦

પ્રાયેમરનો ઉર્દુ તરજુમો.. .. .. રૂ૦—૧—૦

સેકંડબુકનો ઉર્દુ તરજુમો.. .. રૂ૦—૨—૦

નિઝામુ લલિસાન ભાગ ૨ ફારસી
શીખવાને ગુજરાતીમાં.. ... રૂ૦—૮—૦

# પ્રસ્તાવના *



મારા મન ઉપર એ વિચાર ઘણા દહાડાથી ઘોળાયા કરતો હતો, કે, ઊર્દુ ભાષામાં સરસ સગુણ-ગારા એવી કન્યા રૂપ બદરેમુનીર બેનઝીર જે આશરે ૭૦ વર્ષ થયાં આ સનસાર રૂપી ચોરીમાં પધરાએલીછે, તેને ગુજર દેસના લુઘડાં પેહેરાવી મારા સ્વદેશી જુવાનોને તેની કટાક્ષો, રૂપ તથા આન બાન નજરે પાડવાને, તથા મિત્રોની ભલામણ પણ એને આવા હીરકશી પોશાક પેહેરાવી તેના શબ્દાર્થ રૂપી કન્યાદાન સાથે જોવાને આતુર હતી, તે કારણથી અતિ મેહેનત લઇ આ થોડા શબ્દ રૂપ કન્યા શો॰ ખીલા સજ્જનોને બાહેર પડી પ્રણામ કરવાની આશા લેછે, ઉર્દુ ભાષામાં એ પુસ્તક સંપૂર્ણ કહેવાયછે, કેમકે જે વર્ણન કવિએ કર્યુંછે તે પુરેપુરૂંછે જેમકે શાહઝાદો વિદ્યા ભણ્યો, તે ઘણી વિદ્યાઓ તે કાળની વર્ણીછે; તેગજ જોગણ વિગેરેના પ્રકરણમાં જોગી-ઓની ભાષા કથીછે, એવીજ રીતે આખી ચોપડી પુર્ણછે.

મુજને કેટલાક શબ્દો ગુજરાતી ભાષા અપૂર્ણ હોવાને લીધે, તથા સંસ્કૃત શબ્દો અપ્રસીધ્ધ છે, તે

કારણથી ઉર્દુજ વાપરવાની તથા તેમનો નવો ઘડેલ તરજુમો કામે લગાડવાની જરૂર પડીછે, જેમકે મૂ બાફ એટલે કેશબંધન, શફક એટલે આસુરરાતાશ, સીજદા આટલે દંડવત વીગરે.

દીબાચાનો તરજુમો આપ્યો નથી; કેમકે તે કંટાળા ભરેલોછે ને ધર્મના કેટલાક સંવાદોછે, તેથી બીજી આવૃતીમાં આપવાનું ધારૂં છું, એ ચોપડી વાંચવાથી મુસલમાની કેટલીક લગ્ન વિગરે રીતોની સાધારણ સમજણ પડશેજ. ઉર્દુભાષા બીજી હિંદુસ્તાનની ભાષાઓથી કેટલાંક કારણને લીધે ચઢીઆવતીછે જેમકે અબજદના હીસાબથી, એટલે એ ભાષામાં દરેક અક્ષરના અંક ઠરાવેલાછે. જેમકે અ-૧-બ-૨-જ ૩-દ-૪-હ-૫ વિગરે જેથી સંવત લખવાને એક સુંદર શબ્દ વાપરેછે જેના દરેક અક્ષરથી સંવત નીકળી આવેછે, જેમ અમદાવાદ વસવાનું નામ ખેર છે એટલે ખ=૬૦૦=૫=૧૦=૨=૨૦૦ એટલે હીજરી સ. ૮૧૦ માં વસ્યું છે.

બીજું-અનુંપ્રાસીક ગદ્યને લીધે, આ ચોપડીનું અર્પણપત્ર જોવું. ત્રીજુ જે વસ્તુનું વર્ણન કરવું હોય તેના સબંધ રાખનાર શબ્દો બીજા અર્થમાં આવેછે. કસવખાણ તથા સ્નાન સ્થાનમાં નહાવાના પ્રકરણ જોવાં. ઉરદુભાષામાં શબ્દ વધારેછે તેથી દરેક વસ્તુનું વર્ણ

પુર્ણ થાયછે. કવીએ કેટલીક કલ્પના મનુશ્ય ધારણાથી દુર ધારી વીચારીછે, પણ તે આ કાળમાં આપણી નજરે આવેછે, જેમકે “આપથી આપ વીના કહે વાગે છે ધડીઆળ”નું વાગવું એક અસંભવિત વાત હતી પણ હાલ આખું શેહેર ધડીઆળને બાર દૂ ચોવીસ વખત રાત દહાડામાં સાંભળે છે.

ચોપડીનો વિષય આપણી રિતી વીરૂધછે ખરો, પણ ઇંગ્લિશ રિતીથી કેવળ મળતો છે, કેમકે વર કન્યા સ્નેહની પ્રિક્ષા કર્યા પછી પરણે છે.

હું કવી નથી તથા ગુજરાતી મારા ઘરની બોલી નથી, માત્ર મોટી ઉમરે શીખ્યો છું, પણ ઘણા કવીઓ વાંચ્યા છે; તેથી જે કંઇ ભૂલ ચૂક નજરે આવે તે મેહેરબાની કરી સુધારી મને ખબર આપવી કેમકે આ ચોપડી આવી રીતે સુધર્યા પછી, મેં આવું પુસ્તક રચ્યું તેનું અભીમાન આણવાને હું શક્તીવાન થઇશ, કેમકે આવો શબ્દે શબ્દ રશીક તથા શુદ્ધ ઉર્દુ (શુદ્ધ ઉર્દુ તે છે કે જેમાં ફારસી અરબી તથા તુર્કી શબ્દ વધારે વપરાએલ હોય,) તે ઊપરથી શુદ્ધ ગુજરાતી કરવાનું કામ કંઇ સેહેલું નથી.

આ ચોપડી ઉર્દુ ભાષામાં કવીએ કેદખાનામાં તૈયાર કરી હતી તેનો અસર એ થઇ કે બાદશાહે તેને કેદખાનેથી કાઢી મુક્યો, આ ગ્રંથમાં જે રાખસોના

નામ લખેલાં છે તે કવીના કોઈ કાળના શત્રુ હતા, લખનૌના તે કાળના પ્રધાનની છોકરીનું નામ નજમુન નિસા હતું, તેજ કારણથી બાદશાહે એને વધારે ઇનામ આપ્યું નોહોતું, અને તેનેજ લીધે તેણે આસફ દૌલા જેવા માણસની ઊદ્દારતાની હદ એક દહાડામાં સાતસો સાલજોડી આપી એવી બાંધી છે.

આ કવી દારૂ પીતો નહોતો પણ દરેક પ્રકરણ પ્રારંભતાં તે જુદીજુદી જાતનો દારૂ માગે છે, તેનું એજ કારણ છે કે કેટલાક કવીઓ કેફમાં હોય છે, અથવા વાજા ઊપર જોશ ચઢે છે ત્યારે કવિત કહેછે; તે કારણથી મધૂપાની કવીનું રૂપ ધારણ કરે છે.

હવે હું મારા ઉદ્દાર સદ્ગૃહસ્ત જેના નામથી આ ચોપડી બહાર પાડુંછું તેનો બોહોળો કનક વીખેરતો હાથ મુજ સુધી પોંહોચવાની આશા રાખુંછું, જેથી કરી હું આવા સદ્ગુણી સરદારને આ વખતનો આસફ દૌલા તે ખરો છે એવું સનસારને સાબીત કરી આપું.

# શુદ્ધિ પત્રક*

આ ચોપડીમાં વચ્ચે જે લાંબી લીટીઓ છે તે દોહરાછે કેટલેક ઠેકાણે હી ઉપર મીંડું રહી ગયું છે તે તથા અરૂપ ને ઠેકાણે અરૂપ લખેલું છે તે ભુલછે.

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૫ | ૩ | કર્યું | કર્યા |
| ૭ | ૧૮ | ન્ત | ત્ત |
| ૯ | ૧૪ | કઇ | કંઇ |
| ૧૬ | ૧૭ | કુંવળ | કુંવરળ |
| ૧૮ | ૧૨ | દરી | દરો |
| | ૨૦ | ફુલથી | ફુલપીપુર |
| ૨૦ | ૧૭ | ધશુક | ધશાક |
| ૨૧ | ૧ | ડરી | હરી |
| | ૨ | ખોલા | ખોલ |
| | ૩ | દિકોલ | કિકરોલ |
| ૨૨ | ૧ | ખુટી | ખૂંટી |
| | ૧૨ | વિધાનાઓ | વિધાના |
| ૨૪ | ૧૦ | ખેનતઝીર | ખેનઝીર |
| | ૧૧ | ચામી | ચાલીસ |
| | ૧૨ | વિદ્વાય | વિધાય |

| | | | |
|---|---|---|---|
| ૨૪ | ૨૧ | દોહરો | દોહરા |
| ૨૫ | ૨૧ | રાતનું | રાતનો |
| ૨૬ | ૬ | નહાવાસ્નાન | સ્નાનસ્થાનમાં |
| | ૧૨ | થાતું | થાશે |
| ૨૭ | ૧૭ | તના | તેના |
| | ૧૯ | મેહેરી | પહેરી |
| | ૨૨ | સુક | શું ક |
| ૩૧ | ૨૨ | ઝેવી | ઝળકે |
| ૩૨ | ૩ | સમાહી | સિપાહી |
| | ૬ | માંધેલ | બાંધેલ |
| ૩૩ | ૩ | તજ | તેજ |
| ૩૪ | ૩ | વિનતા | વનીતા |
| ૩૬ | ૧ | કઇ | કંઇ |
| | ૧૨ | શામ | શર્મ |
| ૩૮ | ૧૬ | પથીસ્થાન | પરીસ્થાન |
| ૪૮ | ૨ | કયુ | કર્યું |
| ૫૩ | ૩ | આરાસા | આરસા |
| | ૧૦ | તની | તેની |
| ૫૪ | ૬ | રત્ત | રત્ન |
| ૫૫ | ૨૦ | બાવ | બરાબ |
| ૫૬ | ૧૯ | ત્હાહ | ત્યાર |
| ૫૮ | ૭ | ફુલપાન | ફુલખાસ |
| ૫૯ | ૧૨ | રીત | પ્રકારીત |
| ૬૦ | ૬ | કુંટી | ફુંટી |
| ૬૨ | ૯ | સાહેબીઆ | સાહેબીઓ |

| | | | |
|---|---|---|---|
| ૬૩ | ૯ | શોભય | શોભાય |
| | ૧૭ | અંગુઠ | અંગુઠી |
| ૬૪ | ૫ | આએલ | આપેલ |
| | ૧૩ | એમ | આમે |
| ૬૫ | ૪ | તમ | તેમ |
| ૬૬ | ૨૧ | મં | મેં |
| ૭૦ | ૧ | તેને | તેની |
| ૭૫ | ૩ | ત | તે |
| | ૬ | પાતાય | પારતાય |
| ૭૭ | ૨ | તારાથી | તારથી |
| | ૪ | કપાય | કરપાજ |
| | ૭ | રાાથે | કોંથે |
| ૭૮ | ૧૬ | કાયગુ | કાયણુ |
| | ૧૭ | ઘરના | ઘરનું |
| | ૨૨ | નાકે | તાકે |
| | ૯ | ફુટી | ફુટડી |
| ૮૨ | ૧૭ | તેના | તેની |
| | ૨૧ | ટકીઓ | તકીઓ |
| ૮૪ | ૪ | શેર | ઢાર |
| ૮૫ | ૩ | નીરાન | નીશાન |
| | ૬ | ધારે | ધારો |
| ૮૯ | ૯ | ઉપડય | ઊપડયા |
| ૯૧ | ૮ | આલો | આલો |
| ૯૪ | ૪ | હસના | ભહનના |
| | ૫ | પ્યારી | પ્યારા |

| | | | |
|---|---|---|---|
| ૧૦૦ | ૧૩ | રમડે | રમડે |
| ૧૦૩ | ૨૦ | રોવા | રૂએ |
| ૧૦૯ | ૧૯ | તની | તેની |
| ૧૦૭ | ૧૧ | વીયોગીરૂંદે રૂંસી તે મન મોહનારીરે | |
| | ૪ | નખરી | નખરા |
| ૧૧૩ | ૧ | ત | તં |
| | ૩ | વાહલી | વહાલી |
| ૧૧૭ | ૧ | છે | |
| | ૫ | છે | |
| | ૧૫ | છે | |
| ૧૧૮ | ૫ | છે | |
| ૧૨૧ | ૧૨ | આકારી | આકારા |
| | | નદીઓ | નદીંએ |
| | ૧૩ | બવા | બનાં |
| ૧૨૮ | ૪ | પત્ર | પુત્ર |
| | ૧૫ | મતલ | મતલબ |
| ૧૩૦ | ૧૫ | મો | માં |
| ૧૩૧ | ૫ | દીલન | દીલને |
| ૧૩૪ | ૪ | આંખ | આંખે |
| | ૬ | પ્યાર | યાર |
| ૧૩૫ | ૩ | કૂડયો | કૂંડયો |
| ૧૩૬ | ૧૩ | કેહેમુરખ મુરતી કાળા કાળ્ય કરનાર. | |

# पुर्वणी आश्रय पत्रिका.



ખાનબાહાદુર માણેકજી તબાક સાહેબ પોલીસ
સુપ્રીન્ટેન્ડેન્ટ વડોદરા. ૧૦

Balasahib Manai Esquire. 5

Dhunjibhai Deenshaji Rajpootana Agy. 5

ખાન સાહેબ જમશેદજી સાહેબ વડોદરા બાગાનીહાય.૫

સઇયદ મીર ઇલતીફાત હુસેનખાન સાહેબ બાહદુર
સુબા સરદાર માણેકવાડા. ૫

મીર મુહમહસન રજવી સાહેબ બાહાદુર સુબાસરદાર
સાદરા. ૫

શેઠ જકરીઆ જુસેફસેઠ અમદાવાદ કાંપ ૩

એશવંતરાવ રઘુનાથ વકીલ સરકારવાડા પાછળ
છીપવાડામાં. ૨

Manibhai Balajee Mujmoodar Baroda
in Bajwara. 1

Bapalal Gopal Desai Huldwan,s Pole. 1

Faizmahomed Rajmahomed Baroda Ry.
Station. 1

Damodur. Baroda Ry. Station Ticket
Collector. 1

Cursetji Sohrabji Cochin Clerk Ry. Station Baroda. 1

Himatlal Ochawram Ry. Station Police Carkoon Baroda. 1

નના મીયાં સાહેબ મેહેતાજી ગુજરાતી નીશાળ મેહેમુદાબાદ. ૧

હસન અલીમીયાં પાકુતપુરા વડોદરા. ૧

મુહમદ સાહેબ વડોદરા પોલીશ અવલ કારકુન. ૧

રાવસાહેબ વૃજલાલ લક્ષમીલાલ સરંજામ કામદાર સાદરા. ૧

સાકરલાલ નાનાલાલ અમદાવાદ સાહાપુર. ૧

શેખ સુલેમાન વા. પીરભાઇ વડોદરા કાગદીવાડ. ૧

# પુસ્તક પ્રારંભ *

—oOo—

દોહરો.

કોઇ શેહેરમાં બાદશા, કોઇ હતો બળવાન;
જગ રક્ષક પૃથ્વિપતી, તે હતો હિમ્મતવાન.

ચોપાઈ ત્રણ તાળની.

ભારે વૈભવ ને ધન માલ,
ઘણી સૈન્યા એ સુંદર હાલ;
ખંડણી આપે તેને બહુ રાય,
તેના ખંડણીયા ખતુન ખતાય.
કોઇ આવી જુએ તેની ફોજ,
કહે સનસાર સાગર મોજ;
તેના તબેલાના નીચ બાર,
તેમના નાલે જડેલું જર.
શૂર ને સહુ માથા ફરેલ;
તેના ચર્ણે આવીને ઠરેલ;
પ્રજા સુખી હતી અધિક,
ચોરી દરિદ્રતાની નહીં બીક.
હસ્ત કૃત ધધર સંભરાગ નામ,
એવું આકાશ રંગી તે ઠામ;

ઇંટ ચૂનો લાગેલો ત્યાંય,
સ્વર્ગ અદેખાઇએ બળી જાય.
ભોંય લીલી જળ ભર્યો સનસાર,
આંખો ટાઢી રહે સાંજ સ્વાર;
ગરચી ધામ હતાં ત્યાં ઘણાય,
જેથી દ્રષ્ટી સેહેજે ગતિત થાય.
કુવા કારંજાને ઘણા, જળ ટાંકાને નેર;
સ્વચ્છ નીરમળ નીરની, ઠામેઠામે લેર.
તેની વિશાળતા વર્ણી ન જાય,
ઇસ્ફહાં સમ અરબ દુન્યાય;
પરવિણ હુનરવંત વસે ત્યાં તમામ,
ભાતભાત વસ્તીની ઘણી ધુમધામ.
મનહર ચૌટાના સૌ હતા ચોક,
ઉભા રહે ત્યાંથી ખસે ન લોક.
બાગ બગીચાની હોય જેમ ક્યારી,
તેમ રસ્તા હતા બજારી;
પુખ્ત દુકાન દિવાલ દ્વાર,
નેનો નિરખી ન શકે લગાર;
ત્યાંની પોળારા જોઇ તુર્તાન,
મૃત્યરસ પામ્યા આરસપાન.
કિલ્લાની શી કહું ભવ્યાઇ,
પર્વતો જોઇ ગયા ડઘાઇ;

રાજગદી તેજનું હતી ઠામ;
ભરપુર મોજ મજાથી તમામ.
નિત્ય ખુશી સેલ બગીચા બાગ,
ગુલબાલા વિન કોઇને નહીં લાગ;
મોજ મજા રાગ રંગ સદાય,
કોઇ આપુરો નહીં અકળાય.
લક્ષાપતી બને ત્યાં, આવી ચડેલ ભિકાર;
ધન ધન નગરી રાજની, ધન ધન રાજ અધિકાર.
કોઇએ દીઠા નહીં ત્યાં ફકીર,
રાહની દોલતે ઘર ઘર આમીર;
વૈભવ કિર્તી કેટલીક વર્ણાય,
રાજય ગદીથી સ્વર્ગ લજાય.
ચંદ્રમુખીઓ ને માલે બાદશાય,
પદ્મ સુંદરીઓ ભોગવે સદાય;
લાખો પરી સમ ગુલામ નરેશ,
કેડ બાંધીને સેવે હમેશ.
દાઘ એકજ તેના મનમાં,
નહીં દિપક રાજ્યાસનમાં;
તેના દિનમાનનો એ કેરફાર,
આવા પ્રકાશે આ અંધકાર.
એક દિન પ્રધાનોને બોલાવી,
મનની ધારણા એ સંભળાવી;

કે હું શું કરીશ એ ધન માલ,
દુન્યા તજવાનો રાખુંછું ખ્યાલ.
ફકીરી વિન શો છે ઇલાજ,
જનમ્યો નહીં જેહ ગાલે એ રાજ;
જુવાની મારી ગઇ સહુ વિતી,
આવી વૃધ અવસ્થા રિતી.
પસ્તાવો મને થાય છે, ગયો જુવાની કાળ;
જુવાની શું ઊમર ગઇ, રહી દુન્યા જંજાળ.
ઘણા દેશો ઊપર પ્રાણ ખોઇ,
દુન્યા ચિંતામાં હું રહ્યો સોઇ;
મુર્ખ ને વ્યર્થતા તેહ થાય,
દુન્યા ચિંતાં ભૂલી ધર્મોપાય.
સુણો સુખ સૂર્ય કહે પ્રધાન,
કેમ મનને કરોછો ખેદાન;
ભક્તિ કરો તો દુન્યાની સાથ,
વ્યર્થ છે જવું ત્યાં ઠાલે હાથ.
રાજ્ય સાથે કૃત્ય પવિત્ર,
આ લોક પરલોકમાં થાય મિત્ર;
બુદ્ધીવાન રહે છે વિચારી,
રણને મોણા દે સનસારી.
તેં સૂધાર્યાં છે દુન્યાનાં કામ?
કે હવે શોધે સ્વર્ગી ધામ,

કુન્યા પેલા ભવની છે ખેતી,
એને ત્યાગમાં મુકા ન વેહેતી.
ભક્તિ પાણી આ ખેતીને આપો,
ક્ષેત્ર તૈયાર ત્યાં જઇ કાપો;
યાદ રાખો ન્યાય પરોપકારી,
એ ગુણે મુક્તિ થાય તમારી.
પુત્રતણી જે વ્યાધીઓ, રાખો છો મનમાંય;
બનતા તેડ સાંબંધમાં, કરી છીએ ઊપાય.
ઇશ્વર ઇચ્છાએ થાશે પુત્ર,
કેમ તોડાછો જીવીત સુત્ર.
જીભે શબ્દ ઉદાસી ન આણો,
પવીત્ર વાણી શું કહે છે તે જાણો.
મારી કૃપાના છે ભેદ ઘણાય,
મુજથી થાશોમાં નિરાશાય;
તેડીએ છીએ જોશી રાય,
કર્મ કુંળીઓ જે દરશાય.
ધારણા દઇ શાહને એમ,
જોશીઓને બોલાવ્યા તેમ;
જોશી પાસાપત વિપ્ર ઘણાય,
ભવિશ્ય ભાખુ આવીયા ત્યાંય;
સનમુખે સહુ આવ્યા જ્યાર,
કર જોડીને બોલ્યા ત્યાર.

જ્યારે નજરે પડયો તે રાજ,
કહે નિત તેજસ્વી થાય તાજ,
નીયમે રહી કર્યું પ્રણામ,
શાહ બોલ્યા હું રાખુંછુ કામ;
પોત પોતાની કાઢો કીતાબ,
મારા પ્રશ્નોના આપો જવાબ.

કર્મ જુઓને કે કરી, કોઇથી વંશ કંઈ થાય;
તજ મારૂં જેથી તપે, રહે ન કંઇ સંશાય.

એહ સુણી પાસા પત્ય સુજાણ,
કુંડળીઓ ના કરે પ્રમાણ,
તજ્યા સનમુખે પાસા હાથે;
ધ્યાન વંશ તણું તેહ સાથે,
રૂંડી આકૃતિઓ બેઠી દીઠી.
હૈયું હરખાયું દશા જોઇ મીઠી,
ટાળી પાસા પતની કહે આરો;
પ્રચ્છા ઘરમાં આનંદ કંઈ થાશે,
મિત્ર વિદ્વાનોના રાજ્યધારી.
ઘણું મારગે જોયું વિચારી,
શુન્ય શુન્ય છે સુખ અપાર;
વાત સાચી એ મનમાં વીચાર,
નિત્ય આનંદી રહો સુખકારી.
પુત્ર પ્રાપ્ત થશે રાજ્ય ધારી,

મધુ સંયોગી પીઓ પૃથ્વિ રાય;
નારી નર આનંદી છે સદાય;
જોશી જોશ જોઇ દે જવાબ,
અમે અનુગરી પોથી કીતાબ;
દુ:ખના ગયાછે દીન નાસી,
રાજ કરી રહ્યો શાની તપાસી.
સહકુંડળી બદલાઇને, બંધાઇ નવે ઢંગ;
આનંદને ઉલ્લાસના, આવેછે હવે રંગ.
નજર ત્રતીને શાસ્ત્રી એ નાખી,
ગયા પંડીતો આનંદે છાકી.
જન્મ પત્રી જોઇ શાહતણી,
તોલા વર્ષીયકને ખૂબ ગણી;
આંગળાં પર ધરીને શુમાર,
બોલ્યા પંડીત કરી વીચાર;
રામજીની છે અતી કૃપાય,
ચંદ્ર સરખો કુમારજ થાય.
નીકળેછે ખુશીનાં વચન,
ખુશ ના થાઓ તો નહીં યતન;
સીધ કારજ થશે માહારાજ,
સૂરજ આવ્યોછે પાંચમો આજ;
આનંદ કારી થશે આપકામ,
શુકર આવ્યોછે પાંચમે ઠામ.

નીશ્ચય જન્મ પામશે કુમાર,
પોથી ભવીશ્ય આપે છે વીચાર;
પણ નસીબમાં છે બીજી વાત,
લાભમાં ખોટ છે ખરેખાત;
પુત્ર થાશે પણ શું કહેવાય,
બારમે વર્શે એક પીડાય.
અગાસીએ સુખ સુર્ય, ઉદે ન થાએ ઠીક;
ઉંચી જગાથી એહને, બહુ ભારેછે બીક;
એ ઇંદુ ઊગે નહીં વર્શ બાર,
નીકળવા દેશો નહીં ઘર બાર;
બોલ્યા એ સુણી બાદશાય,
જીવને તો નથી બીક કાંય.
કહે જાનનુ તો છે કલ્યાણ,
નિર્ધન જંગલનું છે રખડાણ;
જિન પરી કોઇ મોહીત થાશે,
કોઇ નારીના નેહે ફંસાશે.
એમ પોથીના નીકળે વચન,
કોઇના કારણ પીડે એ તન.
દુન્યામાં દુખ સુખની જોડી,
પીડા વધા ખુશી થઇ થોડી;
નહીં એપર ભરૂસો લગાર,
જે ચાહે કરે સરજન હાર.

એ કહી પધાર્યો મોહોલમાંય,
જોશી પંડીતો થયા વિદાય;
પરમેશ્વર પર એને પ્રિતીપુર,
માગે મન ઇચ્છા તે હજુર;
નિત્યે વિશ્વપતીની નિત કરતો,
ધર્મસ્થાને દીપક તેહ ધરતો.
મનોબરતાની તેહણે, શોધ કરી જતછેક;
સત ભાગી તે દિશાની, તત પ્રગ્યો દિપક એક.
પ્રભુ શક્તી કૃપા વૃષ્ટી મેહેરે,
ઇચ્છા પૈતા કરી લીલા લેરે;
તેજ વધે અને તેજ ભાસે,
રાણી એક થઇ ગર્ભ આસે.
દીલ ઉપર જે કંઇ હતા, દુઃખ દરિદ્ર અપાર;
આનંદથી બદલે ગયા, જનમ્યો રાજકુમાર.

---

## પ્રકરણ ૨.

### બેનઝીર શાહુજાદાના જન્મ વિશે

#### દોહરો

આનંદી થઇને મને, મનમોહન મધુપાય;
નૃગાં, તાળ, મૃદંગ, ચંગ, વાગે છે હત ત્યાંય.

#### ચોપાઈ ત્રણ તાલની.

ઘણું વિલાસી પ્રારંભું ગાન,
સુંદર ગ્રહી ઉગે છે ભાન;
નવ મહીના વિતી ગયા જ્યારે,
પુત્ર પેદા થયો રાજદ્વારે.
એવો પેદા થયો રૂપવાન,
મોળા ચંદ્ર સુરજ થે બેભાન;
આંખે રૂપ ન જોઇ શકાય,
સુર્ય જોઇ વ્યાકુળ થાય;
આવા રૂપે બન્યો તે રથીર,
નામ પાડયું કુંવર બેનઝીર.
નજરાણું આપ્યાં ખોજા ખવારો,
દે મબારકબા મોટી મોટી આશો.
વદે સૌ ત્યાં જય જય કાર,
જીવો શાહને તેનો કુમાર.
સિકંદર વંશી દારા દ્રવ્ય વાન,
ખુસરૂપતી લેખ અકારા સમાન.
ચીની રાજા ગુલામી એની કરશે,
કુન્રા વીંટીના નંગ તળે ફરશે.
એ સુણી મૃગ છાલે એક વાર.
બાપો દંડવત કરે કે સરજનહાર.
કૃપા કરતાં તુજને થતી નથી કંઈ વાર;
નિર આશી શાને બને આશાવંત તુજ દવાર;

એમ ભક્તિ કરી બાદશાય,
કહે સભા સરસ સાગુગારાય;
નજરો આપેલ બોજા ખવાસ,
પારચા કસબી પોશાકો ખાસ;
કહ્યું જે કંઇ હોય દરકાર;
ભંડારીને કહો રહે તૈયાર;
બોણદારો બોલાવી લીધા;
નોબતખાને જવા હુકમ દીધા;
સર્વે આનંદી વાજાં વાગે,
દુઃખ પ્રજાના જેથી ભાગે,
એ સુણી નોબત વગાડનાર,
બાદલાં ગોટાં મુકી જુક્તિ વાર;
નગાર ખાનાના ઠાઠ બનાવી,
લાવ્યો આનંદ ઊલ્લાસો મનાવી;
કવર બનાતી જરના ટાંકી,
વેહેલાં નગારાંને સેકીસાંકી;
બમની સાથે અડાડી ચોબ,
સાદ ફેલાવ્યો વીન ખોબ;
જીને બમથી કહ્યું શુકન કાજે,
દોહો ખુશ બખ્તી કેમ ન આજે;
નોબત સુણી વીલાયની, ને જોઇ ધુમા ધુમ;
આગળ પાછળ આવીને, લોક ભરાયા ઝક ઝુમ;

ભેગા મળી બેઠા ઓગણ્યા ત્યાર;
માંહે ફરકી ઉપર સજી સાર;
ગાથે સીરપેચ નિત્ય પ્રમાણે,
ગાલ ગુલ થઇ ગયા હોય જાણે;
નાદ આનંદી નીત્યે લેતા,
અઠાણો રાગ વગાડી દેતા;
નોબત ટકોરે ટકોરે વાગે,
મધુર શ્રોતાઓને તે લાગે;
તુરે કરનૈએ વિવાહ સાદ,
બેલ પરજગાં કરે તે નાદ;
ઝાંઝર સુણી ખુશીના અવાજ;
ધરકે તબળ લઇ ખુશ મીજાજ;
નવે સરથી દુન્યાને થયો આનંદ,
ખુશવેળાએ જનમ્યો એ ફરજંદ;
મેહેલથી સાધારણ રાજસભાય,
ઉમરાવ ગીર ભેગા થાય.
નજરાણા લઈજાય અમીર વજીર,
ઢગલા મોહોરો ના તાણે ફકીર;
જોગી પંડિત બ્રાહ્મણને ગામ,
શાહે આપ્યાં શાહઝાદાને નામ.
અમીરોને જાગીરને, વજીરોને અમમાસ;
મશાકરને સોનું આપ્યું, પુરી સહુની આશ.

ખાસ ખોજાને આપ્યાં જોડાં,
પેદળ લોકોને દીધાં ઘોડાં;
ખુશીમાં નહિં રહ્યું શુમાર,
એકને ઠેકાણે આપ્યાં હજાર.
ભાંડ ભક્તિઓ આવે થોક થોક
જય જયકાર મચાવ્યો લોકે;
લાખો નાચનારને ગાનાર,
ગણતાં ગણાય નહીં કોઇ વાર
વેણુ રબાબને કાનુન વાગે,
જળસમુદ્ર સુખના વેહેવા લાગે
ધપાધપ તબલાં વાગે મૃદંગ;
ઊંચે સાદે સુણાય મોરચંગ.
સારંગી સારંગીઆએ બતાવી
જતો આનંદની દર્શાવી;
તંબુરીઆએ તાર ગીણુથી સાંધી
રંગને તંબુરના સુર બાંધી.
પડદા સિતારના કરી દુરસ્ત,
બજાડે બની બનીને મસ્ત;
વેણુ શબ્દ ગગને ગુંજે,
શબ્દથી સકળ આકાશ ધ્રુજે.
ખુશી હતી ચારે તરફ, દુઃખ નહોતું માત્ર;
નાચવા લાગી તે ઉપર, રૂપ બનેલી પાત્ર.

ચમક જરકશીના ચમકે,
પાયે ઘુઘરા છમ છમ છમકે;
કાને વાળીઓ તેમના ચળકે,
નથણી ઘડીએ ઘડીએ ઝળકે.
વધતું ખસતું તે નખરાં સાથ,
દેખાડે મુકી છાતીએ હાથ;
દિલને પગથી રગડે કોઇ વાર,
ઘડીએ કૃપાદ્રષ્ટીના પ્યાર.
છમ ઠમ મંદ મંદ હસાંદેખાડે,
ઘડીમાં કંચુકી સંતાડે;
કોઇના અંગધ રહ્યા પ્રકાશી,
કોઇની નથણી ચળકતી ખાસી.
જળથી ભીનું હોય જેમ વૃક્ષપાન,
તેમ દાંતે મીશી ગનમાન,
જેમ એક ઠામે સાંજ રુપાર,
તેમ તંબોળ મીશી બહાર.
મુખડું સુર્ય સરખું રુપાળ,
દીઠે મન વ્યાકુળ થાય તતકાળ;
ચળકે સ્વચ્છ સુંદર તેમના કંઠ,
ઝળકે કાળી ગાંઠીની ગંઠ.
ઘડીએ મેં ફેરવી જુએ, ઘડીમાં જુએ એમ;
ચોરી ચોરીની આંખથી, તનમન બળે કહો કેમ.

ક્રોડ પોટ થાય દિલ પડદે,
મુખે સાલુ નાખે જવતે આડપે;
હરેક તાને મનમાં એજ ધ્યાન,
દિલને તાનથી સીજીએ નિદાન.
સંગીત સમ કોઇની ધંધાદારી,
પરમ જોગ લક્ષ્મીને મુકે વિસારી.
કોઈ દોડતાને પગ ચાલે,
કોઇ આશકના મન બાળે;
કોઇ પાયલ વગાડે પસંદ,
પોત પોતાના દર્શાવે ફંદ.
સાખો જુક્તિએ મન હરીલેતી;
નવી રિતના દાખલ દેતી;
મારે ઠોકરે દુન્યાને ઠાર,
હંમ હાથે પેરણુ લે જ્યાર,
કોઇ ઠેકાણે ધ્રુપત ગીત.
જેથી હરે જાય આતુર ચીત;
ભાંડ ભક્તિઓના થાય નાશ,
કલામીરણી નાચે ત્યાં સાથ;
ગળે નાખી ઘણા ઘણેરાં ઢોળ;
ટોળે મળી સો વગાડે અમોલ;
મેહેલમાં જુદી હતી; નવ નવીન ધુમ ધામ;
જીવો જીવો એ રાજવી, એહ વદે તમામ.

રૂપવંતીઓ મળી ટોળે ટોળે,
એક બાળને રંગમાં બોળે;
છઠી સુધી નિસાસની વાત,
દિન દશેરા દિપકવાળી રાત;
વાદળ માંહી જેમ વધે બીજ ચંદ્ર,
સખૂ વૃક્ષ પળાય તેમ મંદ્ર;
વર્ષ ગાંઠ થઇ તેની જે વર્ષ,
મનબંધેસની ઉગડી ગંઠ હર્ષ;
ચતુર વરશે ચાખ્યું તે ફુલ,
ખાવાણુ મુકાવ્યું અમુલ,
જન્મની જે થઇતી ધુમધામ,
ફરી થઇ શોભા તેહ ઠામ;
તેજ પાનો અને તે રાગ રંગ,
વર્ષ્યા તેથી પણ આનંદી તુરંગ.
તે મુળ પગથી ચાલે જે ઠારે,
નર્ગીસ પગ રગડે ત્યાં આતો ત્યારે;
સર્વ સમ કુંવરજી પગે ચાલ્યા,
કેદીઓને મુકતી દાન આલ્યા.
ચંદ્રમુખ દિન દીન વધે અમાપે,
સુખ માતપીતાને આપે;
ચંદ્ર વધે જેમ બીજનો, તેમ વધે તે નીત;
માત પીતાની આંખતો, ટાઢી થાય ખચીત.

## પ્રકરણ ૩

રાગ રંગનો પા મને, પ્રાણ પ્યારી મધુપ;
બગીચાની તૈયારીમાં, મનથી ગુંથાયો છુંપ.

બાદશાહે બનવરાવ્યો બાગ,
જોએ ગુલાલાને મળે દાધ;
ભભકાદાર ઇમારત તમામ,
ચંદરવે જરખુટાનાં કામ.
ચકને પડદા સુનેરી અત્યંત,
દ્વારે કરજોડી ઉભી વસંત;
કોઈ દોરીથી બારણું અટકે,
કોઇ અધર અધરમાં લટકે.
કસબી ત્યાં દોરીઓ વધે વાદે,
દ્રષ્ટીતાર જેમાં ચંદ્ર બાંધે;
ચક ઊપર નજર આંખની જાળ,
દ્રષ્ટીપાર ન થાય કોઇ કાળ.
સોનેરી રંગે છુટેલ સારી,
દીવાળો દ્વારની ગુલકારી;
દરપણ ચારે ગમે મુકી દીધ,
ચોગણી શોભા સમવેશ કીધ.
મખમલ ચંદણી હતી અતિખાસ;
પગ વધારી શકે નહીં આસ;
તેમાં અગરચંદણ નિત બાળે,

સુગંધ વ્યાપે ત્યાં સહુ કાળે.
છતર પલંગ ઘર મહેલમાં, હિરા રત્ન જડિત;
નિત વધતું તેનું તેજ તો, હૈયે વધારે પ્રિત.
તારા આકાશે જેમ પ્રકાશે,
તેમ છત્ર પલંગ ઊજાશે;
જોઈ ત્યાંની સુખડ સમ જાણુ,
વર્ણી શું શકું એ વખાણુ.
આરસપાનની ચોપડ નેહેર,
તેને ફરતી પાણીની લેહેર;
જુક્તિબંધ સિધ સર્વ આસ પાસે,
સેબ બિહી ફળે બારમાસે.
દરી બસ્ત કહું શો નક્ષ,
જેમ મધ છાકયા નીહાળે નીજ ચક્ષ;
વસંત વાયુથી ગુલ ફુલ મેહેકે,
જળ જળેલ બગીચો બહુ લેહેકે;
શોભે લીલોતરી લીલમ રંગે,
જડાવી બેઠકો નંગ નંગે;
બેઠકની સ્વચ્છતા જોઈ ભારે,
ગુલ મોહોર તે ઉપર મોહોર વારે;
ચમન ક્યારથી કયારી ફુલથી,
પુરણ પુર બેલને નરગીસ ચકચુર;
મોતીઆ મોગરા કોઈમાં બેલ,

નિશ સુગંધીનો ત્યાં રોજ ખેલ;
લાલા કોઇ ક્યારમાં, જોબને આશાવાન;
પોત પોતાની રૂતુએ, સર્વ હરે મન જ્ઞાન.
જાફરી અહીં તહીં ગુલગોટા,
સુધંધે રાતે દાઊદી મોટા;
ચંદણીમાં ફુલ ધોળા ચળકાય,
સહુચંદ્ર સમાન જણાય.
સર્વ સમ ઊભા ચંપા ઝાડ,
તું કહે કે સુગંધી પહાડ.
અહીં નસરી તહીં નસત્રન,
મેહેક કેસરી રંગ ચમન.
પાંણી વેહેતું હતું ઠાર ઠાર,
સરવ પર કુંમરી કરતી પોકાર;
નેહેર તીરે ફુલ રહે ઝુમી,
વેહેતા પાણીનું મોંલે ચુમી;
ફુલ ક્યારીએ લળી લળી જાય,
કેક બગીચા ઊપર ફેલાય;
માલણો ઝાડ ફુલને ભાળે.
હાથે સુંદર ટોપલીઓ ઝાલે.
બીજ વાવે અહીં કુદી કુદી,
વેળા જમવે બેસી જુદી જુદી;
ડાળથી ડાળ મળી એમ સાથ

મદોન્મત જેમ ગળે નાંખે હાથ.
જળ કાંઠે જળ દરપણે, સર્વે જોઈ નીજ કદ;
સ્થીર રહી અકડે ત્યાં, ગણે બીજાને રદ.
વાંણે પવન ત્યાં લટકે વાય,
ફુલમાં જેથી સુગંધ ભરાય;
ગાજ કરકરાં ઉભાં ટોળે ટોળે,
જળ કુકડીઓ જળ ઢોળે;
બતક કરકરાં કરી રહ્યાં શોર;
ઝાડે બગલાં મુડેરે મોર;
ફુલ અગનીથી બાગ ધકધકાય;
સુગંધી વાધે અતી છક છકાય;
વાંણે વાની થઈ જાય ભુલ,
ઢગલા પડી રહે મોલસરી ફુલ;
ટાઢાં ફળાં મોલશારીને ઠામ,
આંખો બંધ થાય લીધેજ નામ;
આનંદી ગુલાબે ખુલ ખુલ સદાય.
ઇશુકની ગાતાં તાં વારતાય.
વેળા જોઇને કુંમરી પક્ષ,
ગુલચમન ગરબે નાંખે ચક્ષ;
પ્રષ્ટવૃક્ષો પત્રના ખોલાય;
પોપટ ગીત દીલચમનનાં ગાય.
દાસી દાયણને સાહેલી,

ફરીફરી જોબન દેખાડ અલબેલી.

લોંડી ખ્વાસ થોક ફરી, બોલે મીઠા બોલા;
એક બીજીને છેડીને, કરતી હતી કિલ્લોલ,
સુંદર વસ્ત્ર પેહેરીને અંગે,
ફરે શાહજાદાની સંગે;
દાસી ચંદ્ર મુખીની રેલ,
કોઇ ચંબેલી કોઇ રાયબેલ;
કોઇ ધોળી કોઇ શ્યામ રૂપ,
કોઇ ચિત્ર લગન કોઇ કામ રૂપ.
કોઇ કેતકી કોઇ ગુલાબ,
કોઇ ચંદ્ર રત્ની કોઇ ચંદ્ર આપ.
કોઇ સેવતી હંસ મુખ કોઇ,
કોઇ દિલ હરણુ તન સુખ કોઇ;
એ ગમ આવે ને તે ગમ જાય,
ફરી ફરી જોબન પરખાય.
કોઇ બેઠલ સેંથો સમારે;
આરી રશીલી કોઇ પોકારે;
કોઇ ચપટી વગાડે કોઇ લે તાળી,
અહીં હંસા હંસી તહીં ગાળમ ગાળી.
કોઇ કાંબીઓ વગાડતી ચાલે,
કોઇ વાહવાહ કહી તેને ઝાલે;
પહલવ ગોખરૂ દેખાડે કોઈ મરડી,

હાંરો ખુઠી દેખાડે કોઇ કરડી.
નખરે બેસીને કોઇ, હોકાના ભરે દમ;
કોઇ ખાંચારાની પ્રીતમાં, રહેવાના લે સમ.
કોઇ ડુબકા પાણીમાં ખાય,
કોઇને હેરે ડોળાવે પાય;
કોઇ પોપટની લેતી ખબર,
કોઇ મેનાપર રાખે નજર;
કોઇ કોઇને માથે થાપડ મારે,
કોઇ ઉપર કોઇ પ્રાણવારે.
કોઇ સનમુખે દરપન મુકે,
વાળ વીંહામાં નખરો ન ચૂકે.
કોઇને હોંઠ ગીસી મુકાય,
કોઈ દાંતે ધડીઓ જમાય;
કામનીઓથી વધેલ શોભાય;
ત્યાં રહેતો હતો તે શાહજાદાય.
એટલા માટે તે કરતાતા કામ,
રાજવી તેથી પામે આરામ;
લાડે પાળો તેને પીતા માતે,
ચતુર વર્ષે આવ્યો સુખશાંતે;
પાછી ફરીને થઇ ધૂમ ધામ,
સુધર્યા લાખો ગરીબનાં કામ.
શીક્ષક વિધાના ઓ આવ્યા ત્યાંય,

જેમની વિદ્યા વખાણી ન જાય;
પ્રારંભ્યો પઢવા તણો, સહજાદે જવ પાઠ.
વીદ્યાએ જુજ દીનમાં, જુદો દર્શાવ્યો ઠાઠ;
ચપળ બુદ્ધી હતી તેની છેક,
વર્ણે વર્ણે વિદ્ય મુકી ન એક;
અર્થ ભાષણુ તર્ક વિવેક,
રશાયણુ સમૃતી ભણ્યો છેક.
સ્વભાવીક શાસ્ત્ર સ્વભાવી,
જે ભણ્યો તે ભણ્યો નીયમાવી;
ગ્રહ આકૃતી જોતીશ સાર,
ભોંય આકાશે તેનો પોકાર.
અક્ષર અક્ષરે જ્ઞાન તમામ,
ક્રીયા પદથી સર્વે થયું નામ.
બ્રહસ્પીતીને ચડી જવ રીશ;
શુદ્ધ લીપીમાં બન્યો શીશ.
શિખ્યો દાહાએ તે જેમ જેમ,
સાત લીપીમાં ઝાલી કલમ;
કસ્તુર નાંખતી લેખ લઇ હાથે,
ચિત્ર ગુલકારી લીપી લખી સાથે.
ધનુષ્ય વિદ્યાએ મઢયો બેતનઝીર,
ચાલી દહાડે શીખ્યો તે શરીર;
છુટતાં લાકડી ફેંકવાની વિદ્યાય,

કબજે કીધી સંપુર્ણ ત્યાંય.

સરસાઇ તેના હાથની, સર્વ જગ્યાએ વખણાઇ,
ઉડાડી મુકી હાથથી, વાળ બાંધેલી રાઇ.

ખ્યાલ ગાય ને કર્યાં જે કાળ,
હાથે કબજે કર્યા સહુ તાળ.
ઈચ્છા છબી ઉપર જવ થાય,
રંગ રમાય તેના મનમાંય;
થોડા દીનમાં શીખ્યો તુરંગ,
જોઇ અચરત પામે ફરંગ.
લજ્યા મનુષ્ય ધર્મની ઘણી ચાલ,
શીખ્યો એ સીવાય તતકાળ.
ચાકર નીચ વર્ણનો ધીક્કાર,
માન વિદ્વાનો ને દે ભાર;
નામ પ્રમાણે ગુણ ગંભીર,
સાત વિદ્યામાં થયો બેનઝીર.

ભણી ગણી તતપર થયો, શાહજાદો સુબુદ્ધ;
પ્રિત વિદ્યાની તેહને, હતી નહીં કંઇ શુદ્ધ.

## પ્રકરણ ૪.

### સ્વારીની તૈયારી વિશે.

#### દોહરો.

પા મને પ્રાણ મધૂ સરસ, પાતાં કરીશ ન ભૂલ;
ભર જોબનમાં આવ્યું, રાજ કુમારી ફૂલ.

સર્વોત્તમ એ વસ્ત છે, મિત્ર રહે જો પાસ;
પાંચ દહાડા ફુલની, રહે વાડીમાં વાસ.
લઇ શકે તો લે સુકૃત્ય ફળ,
વેહેલું વાવી લે જો હોય બળ;
દુન્યા વાડીએ ન ભરૂસો ધરાય,
લૂ ને સુગંધ પવન ગગને પાય.
શાહે બોલાવીને ચોબદાર,
કહ્યું સ્વારે સો આવો આ દ્વાર;
સ્વારીના કરો સહુ ઠાઠ,
આવો જે જોઇએ તે સાટ.
દર્પણ બંધ કરો ચોટા ચોક,
જેથી ઠાઠ વધે અથોક;
નાના મોટા ને રીઝે અમીર વજીર,
નગરે કાલે નિકળશે બેનઝીર.
મેહેલે પધાર્યા કહી શાહાય,
ચોબદાર થયા કામે વીદાય;
રાત આવી મધપ્યાલ ચંદ્ર લઇને,
ગુફામાં ભક્તિ કરી સૂર્ય જઇને.
રાત આનંદ થઇ વેહેલી વિતી,
પ્રોઢયું સનમુખે આવ્યું નિયમિતી;
રાતનું દિન સરખો ઉજાશ,
દહાડો ધોળો જેમ ભરપૂર આશ.

વહાણુાની વધામણી, ચંદ્રમાં લઇ જાય;
આંખો ચોળી સુર્ય તો, વેહેલો ઉઠી ધાય.
શાહે કહ્યું કે સાંભળો, શહજાદા ગંભીર;
નહાઇ ધોઇ તતખર બનો, વાહાલા મારા વીર.

## પ્રકરણ ૫.

### સ્નાન ન્હાવાની સ્વચ્છતા વિશે.

દોહરો.

ગરમ મધૂ તું પા મને, પ્રીય પ્રાણાધાર:
જેથી મુજને વીસરે, ઉણુ શીશીલ સનસાર.

ચોપાઈ ત્રણ તાળની.

મારા મનનો જો ચાહે તું ચેન,
તે ન દેજે કે થાતું બેચેન;
કચરો મનનો ધો તું મધૂ રસ,
શીશો ધોઇ ધાઇ લાવ સરસ.
તતખર નહાવાને છે બેનઝીર,
સ્નાન કરશો તે બદરેમુનીર;
સ્નાન ઘરમાં જવ ગયો તે જુવાન,
શરીર પ્રસાવ્યું તેનું સુજાણ.
ભીંજયું એમ તે કોમળ ગાત્ર,
ઝાકળે ઢંકાય જેમ ફુલ માત્ર;
ચંદ્ર સુર્યથી લઇને તારા,
પુજારીઓ નવરાવે આસપાસ.

જેમ વાડીએ વહે જળ સ્થીર,
તેમ ચોળે તે કોમળ શરીર;
સ્નાન કરતાં શરીર એમ ચળકે,
જેમ વરશાદે વિજળીઓ ઝળકે.
હોઠ પાણી અડયું તેને જ્યાર,
પાન જળ ભરેલ દેખાય ત્યાર;
અંતર ધ્યાન થાય એમ આંખે પાણી,
ઓશ નરગિસે પડે શુદ્ધ જાણી.
સુંદર તેના શરીરથી, ટેંપે ટપકે રૂપ;
નિર વસ્ત્ર તે જવ થયો, સ્નાન ઘરમાં ભૂપ.
નીર કુંડે જવ ગયો બેનઝીર,
છાંયા જળમાં જેમ ચંદ્ર સ્થીર;
ગોરા ગાત્રે ભીના તેના વાળ,
જેમ શ્રાવણ વાદળને સંધ્યા કાળ.
સ્નાન ઉત્તમ એથી કોઈએ ન દીઠી;
ભીના વાળોની શોભા મીઠી.
તેના રૂપની શી કહું વાત,
મીઠી વાતે જેમ ભાંજાય રાત.
નૂર ભરપૂર હોય જેમ મોજ,
કારંજા સમ નાખે તે જળ રોજ;
પાય પાણી બીસમની લઇ હાથ,
દાસો નવરાવે સુખ સાથ.

નવીન જોબન ગુલ હંસ્યો મંદમંદ,
પગ તાણી લીધો કરીને ફંદ;
તે સમે તેપર જોબન હજાર,
ગલ ગલી માથે જણાઇ તે વાર.
મનહર આનબાને તે હસ્યા,
નાના મોટા પ્રાણ તેમાં ફસ્યા;
આશીરવાદ દે લોકો હજાર,
તૂને જીવતો રાખે કિરતાર.
તુજ આનંદે સૌ સુખી, સુખે રહે તું ઓહોનીશ;
મનમાં મેલ આવે નહીં, તને નિત્ય ચળકાવે જગદીસ.
એમ નવરાવીને તેને બેસ,
હાથો હાથ ઉડાડયો બેશ;
નહાઈ ધોઇ નિકળ્યો તે એમ;
વાદળથી ચંદ્ર ઉદય થાય જેમ.
શાહાજાદાને નવરાવી ધોવરાવી,
રાજનીક પેહેરવેશ દીધો પેહેરાવી;
જવાહીર સર્વ પેહેરાવી દીધો,
જવાહીરનો સમુદ્ર તેનો કીધો.
કડા કંગણ કલગી નવરત્ન,
શરીરે શોભાયા કરી યત્ન;
મહસાગર મોજ સમ સરપેચ જડાવી,
શૂર્ય સમમુખ રહ્યું તમ તમાઇ.

કંઠ તુટેછે મોતીની માળ,
મન મનોરથ સુખ શો કાળ;
તનપર જવાહીર એમ ભર પૂર,
એક એક નંગ જાણે કોહે નૂર;
એમ તતપર થઇ તે સુજાણ,
ચાલ્યો નવનવીન સર્વ સમાન.
ઘરથી નિકળી થયો જવ સ્વાર;
થાળ મોતી વધાર્યા ત્યાર;
સ્વારીની એ રીતની, બહાર હતી ઝક ઝુમ;
ડંકા જવ ડંન ડંન થયો, સર્વે પડી ગઇ ધૂમ.
સેન બાંધીને ઉભેલ સ્વાર,
હાર બંધ ઊભેલ હજાર.
ભેગી મળી ઓહો નીશા જેમ જાય.
રૂપા સોનાની અંબાડીઓ જણાય;
બાદલાના ચળકતા નિશાન,
ઝટપટ સ્વારોની ઊચી શાન.
પાલકી સાથે હજારો હજાર;
ઝક ઝકિત નાલકી વિન સુમાર;
ભોઇ મેહેરીને કસ્બી પેરન,
દબેલ ચાલે ચાલે મનગમન;
માથે તાશની બાંધેલ પાઘ,
એકા સુદ જણાવ જેમ આજ.

હાથે સોનાનાં જડાં કડાય,
ડગલે ડગલે તે ઝળકી જાય;
માહી મરાતિબને ગતિત રાજ્ય સન,
વર રાજાના જેમ હોય દર્સન.
શારણુાઇઓ મધૂર મધૂર વાગે,
સોહામણા નોબતો નાદ લાગે;
ધીમે ધીમે નગારાં સ્વાર.
ડગલે ડગલે ઝળકતે તાર.
વીવાહ રાગ વગાડીને, આગળ ચાલ્યા જાય;
મળે વધે સુખ ચેનથી, આનંદ અંગે ન માય.
નાના મોટાને પેદળ સ્વાર;
જલેબમાં પ્રધાનો સરદાર;
જેણે રાખી હતી જે બાંધ,
શાહજાદાને દીધી સાધ.
બાદશાહ કહે થાઓ સ્વાર,
બાંધી લેન ચાલો જુક્તિ વાર;
બણી ઠણી સહુ લોકો આમ,
સોના વસ્ત્ર શોભે તમામ.
રસ્તે ઉભેલાં ટોળે ટોળ,
કોઇ અહીં કોઈ તહીં ઝક ઝોળ;
હાથી ને મેઘડંબર નિશાન,
ચળકે કફખી ચંદરવા નીશાન;

પવિત્ર આત્માથી પણ બમણી શોભે;
જાડત્ર સામને અરૂપની ઘોભે.
સ્વારી આગળ બંદોબસ્ત માટ,
સોના રૂપાની લઇ હથ કાટ;
રાજ્ય વાહન કને ચૈને જાય,
રાજ્ય ધારા મહીમાં દર્શાય.
છડીદાર ચોબદાર જલિબદાર,
વારે ઘડીએ કરે પોકાર;
ઉમરને લક્ષમે વધે, જેમ જેમ ભરે ડગલાય;
આગળ ચાલો મેળવી, એક બીજાના પાય.
વિવેકથી અંતરેને દૂર,
ચાલો પોત પોતાને દસ્તુર;
ચાલો ઉગતા જુવાન પેહેલવાન,
જુગાગ ઊઠાડી રાખો ધ્યાન.
જોનારા આવ્યા ઝક ઝૂમ,
લાખો લોકોની ચોમેર ધૂમ;
એવી ધૂમથી સ્વારી ચાલે,
જેમ વસંત વાયુ પ્રથમ કાળે.
ભીંત દ્વાર મહેલ ગજીઆણુ,
નગર આખું જેમ કનકસ્થાન.
કિલ્લાથી શોહેરની જ્યાં હદ,
દુકાને વાદળા જેવી કે સદ;

કર્યું તું આરસી બંધ શોહેર,
ચોકમાં ચાર ચોક થઇ લેહેર;
રૈયત બોહોળી સમાહી ઘણાય,
રોકે રોકે પડે ત્યાં નાંધાય.
કોઠે ઉભેલ નારીને નર,
જેમ બગીચાના બાંધેલ ઘર;
પૂર્ણ ઇશ્વર સુણીને કાર્ય,
જોવા નિકળી આવી સ્ત્રી ભાર્ય.
લંગડા નીંબળ ને વૃદ્ધ લોક,
ઊંચા રૂપવાત આવ્યા અથોક;
પશુ પક્ષિ નિર્ભય થઇ, મુકીને નિજ માળ;
જોવા કાજે આવ્યા, આનંદી તે કાળ.
શાહઝાદો હતો રૂપનિદાન,
જોએ મોહિ ગયા રૂપવાન;
ચંદ્ર પુનમી જેની નજરે આવે,
સૌ દંડવત કરી મસ્તક નમાવે.
સદાસુખે રહે એ ઇંદુભાન,
એમ સાહુ વિન્તી કરે ભગવાન;
એ ચંદ્રથી આનંદ કરે શાહાય,
જેથી રાજ નગર દીપાય.
રાજગઢી હતી શોહેર બહાર,
તે ભણી થઇ ગયો તે કુમાર;

ચારઘડી સુધી કરીને સેલ,
પ્રજાને પુત્ર દેખાડી પેહેલ.
તેજ ફોજ લઇને તેજ ઠાઠે,
પાછો વળ્યો શેહેર ના હાઠે;
ચંદ્ર સુર્ય મુકી સુખાકાર,
ફોજ ઘેર ગઇ જે વાર.
થઈ આનંદી મેહેલ બહાર,
દાસીઓ દોડતી આવી તે વાર;
સહુ લેવાને કાજે આવી,
ટોટકાની વસ્તુઓ લાવી.
બાળા લઇને તેહની, તનમન કરી કુરબાન;
મેહેલમાં પધરાવ્યો, ચાહ્યા નાચને તાન.
વજ્ર પેહેરાને પોહોર રાત,
મોજ મજામાં રહ્યો સહુ સાથ;
ચતુરદશી શુક્લપક્ષ નિશાય,
ચોગમ ચંદ્ર પ્રકાશીત દેખાય.
તેહ જોઇ મન થાય ચકચુર,
જ્યાં જુઓ ત્યાં નજરે આવે નુર;
ચાંદણી રાતની મોજ મજાય,
જેમ પારા તણો દરયાવ.
વ્યાકુળ થયો શાહજાદાય,
જોઈ ચાંદણીની એ શોભાય;

મનમાં આવે તેને કાંઇ તુરંગ,
અગાસીએ ઢળાવ્યો પલંગ.
ચિન્તાઓએ વિન્તી કરી તેહ,
શાહઝાદાની ઇચ્છા થઇછે એહ;
પસંદ પડયું અગાસીનું ધામ,
આજ ત્યાં કરશો આરામ.
શાહ કહેકે નથી ચિંતાય,
ગ્રહદ્રષ્ટીના દિન નથી કાંય;
પણ બધા રહેજો ખબરદાર,
ચોકી હોય રહે તે હુશઆર.
પવિત્ર વાણી શ્લોકને, ફુંકા એ પર સાર;
નિંદ્રાવશ જય એ બને, અગાસીએ કુમાર.
તમારો મારો બોલ રહે બાલાય,
એ ઘરે એથી રહે અજવાળાય;
અમારે મોહોડે રહે ઊજાસ,
અમને ઇશ્વરથીછેએહ આસ.
એ હુકમ દઇ ત્યાંથી થયા વિદાય,
પધારી ચંદણીમાં પથરાય;
તેજ દહાડો હતો તેજ સાલ,
ભુલમાં ભૂત સંતાએલ હાલ.
વીધવાનોની ખરીછે એ વાણ;
મોત આગળ મૂર્ખ વૈદ જાણ,

સનસારી નવ સમજ્યાં નીચ ઉંચ,
સહુ આનંદ કેફની ટુંચ.
મગર સનસારી ફરશે એજ રીત,
એજ મનમાં ઠસેલ ખચીત;
દુન્યા દગાબાજી નવાછે તુરંગ.
જેમ કાચંડા બદલેછે રંગ.
તેને પણ ઉલ્લાસી મદ્યુનાપે,
આપે તો દુઃખ આપે અમાપે;
સેંકડો સાંજ જેની સ્વાર કાળે,
નાખી મન .ઓાહોનીશ જેનું બાળે.
એમાં કહો ને શી છે નવાઇ,
એક વાસણથી કાઢે ઝેરમીઠાઇ;

## પ્રકરણ ૬

### અગાસી ઊપર શાહઝાદાનું સુઇરેહેવું અને પરીનું લઇજવું.

દોહરા.

પારા ગાત્રિ પ્રાણ તું, ઉઠતાં કરીશ ન વાર;
ચારે ખુંટમાં ચંદ્રના, તેજછે અપરંમપાર.
ગુલાબી રંગ ગલાસમાં, ભરી ભરી મને પાય;
પુરણ ચંદ્ર ઊંચાણમાં, આજ મને દેખાય.
ક્યાં જવાની ને ક્યાં એ સંસાર;
કહેવત છે કે ચંદણી દિન ચાર;

મદ્ય પાવાને હોય કઇ વાર,
તો એને જાણી લેજે અંધકાર.
હીરા જડિત્ર સોના પલંગ,
જે પર રૂપા ગાત્રીને થાય ઊમંગ.
જર કસી તે ઊપર ઓશીક,
સ્વચ્છતા દર્પણે જુએ ઠીક.
ઝાકળી ચાદર તાણેલ એમ,
સ્વચ્છતા પોતે કપર હોય જેમ;
કશો જરની તે પર બાંધી દીધ,
મોતીની શેરે તે સંગ સીધ.
તે પર ઓશીકા મુક્યા નર્મ,
જોઇ મખમલને આવે શરમ;
કેટલી સુંદતા તેમની કથાય,
જોઇ આંખે આવે નિંદ્રાય.
શુભ શોભે ગાલ ઓશીકાય,
જેમને જોવાને ચંદ્ર પોભાય;
નિદ્રાવશ જ્યારે શાહજાદો હોય,
તે પર ગાલ મુકીને સોય,
સંતાડે તે રૂપ તો, મંદ કદી ન થાય.
તેના મુખના રૂપ પર, ખિલેલ ચંદ્ર ધણાય;
બે ઉના રૂપનીથઇ એક લેર,
બે વેહેળાની જેમ એક બને નેર.

નિંદમાં તે રહ્યો તો ઝુમ ઝામ.
પધારી ચુંબનનું કર્યું કામ,
એવી આન બાને પોઢયો બેનઝીર.
ચોકી કરતો તો બદરે મુનીર,
તેની નીદ્રાએ મોહ્યો ચંદ્ર માય,
તેજમ ઓટાડી તેણે નીધાય,
ચંદ્ર તેનો કુંડાળો બન્યો ઠીક,
તેનો તેજ વધ્યો અધીક;
પુષ્પ સુગંધ ને સ્વચ્છ પલંગ,
જુવાન નીદ્રાને સોવાનો રંગ.
દાસી દાસને ચોકી દાર,
નિંદ્રા વશ થયા વા વાતાં વાર;
નિંદ્રા વશ થયાં ત્યાં એકંદ,
જાગતો એક રહ્યોતોજ ચંદ્ર,
જોગ જોગે પરી એક ત્યાં, આવી
શાહજાદા ને જોઇ ગઇ લોભાઈ;
બબુકા સરખું જોઈને,તેનું ત્યાં વદન.
પ્રીત અગ્ની એ બળી ગયું,પરીતણું સુખ તન.
લાખો પ્રાણ દીધા તે પર વારી,
પવનથી આસન પોતાનું ઉતારી;
ઝુંપરી જોયું સ્વરૂપ ખાસ,
જેથી પ્રકાશીત જોય આકાશ.

ચંદ્ર મુખથી કુપટો ખશેડી,
ગાલથી ગાલ દીધો હશેડી;
મનની હોંશે કહ્યું વધુ ધશ,
લજ્જા બોલી કે ખસરે ખસ.
પ્રીતી કેફમાં સુઝયો એ તુરંગ,
એવો અધર લઇ ચાલું પલંગ;
મનની પ્રીતમાં જો આવી લેર,
માશુક થઇને લાવી પોતાને ઘેર.
બાંયથી ભડકો થઇ ઉઠી ત્યાય,
પવને તારાથી બગણી ઝળકાય;
થંડણી રાતે એમ મુકી તેણે બાંય,
જુસ્સે વાઘ તલપ જેમ હોય.
અદેખાઇ ખાઇ મરે એમ દિપકલાય,
ઉંચ મીજાજે પોહોંચ્યો એ ચંદ્રમાય;
લઇને આવી તે આનો આન,
ઉડાડી દેખાડયું પપીસ્થાન.

ઘડીએ મન સુખથી રહે, ઘડીએ વ્યાપે દુઃખ;
નીચ ઉંચ સનસાર સમ, ઉપજે દુખને સુખ.

## પ્રકણ ૭ મું

### માત પીતાના દુઃખ વિશે

દોહરો.

દાદ દે દિલ જાનથી, પ્રાણ પ્રીયય સુજાન.
એ સુણી તન મન ખેદાઇ, બહુ થયો હેરાન;

વારતા અહીંની મુકી અહીં,
દુઃખી માત પીતા થયા તહીં.
વીયોગીઓની કહું છું કથાય,
વીજોગે શું શું કર્યું ત્યાંય;
કોઇની આંખ ઉઘડી ત્યાં મથી;
જુએ તો શાહઝાદો નથી.
નથી ચંદ્ર મુખ તેની પલંગ,
નહીં તે પુષ્પ સુગંધ નહીં રંગ;
રહી ભયભીત તે તે વાર,
કે આ શું છે ઓ સરજનહાર;
કોઇના હાથ અચંબેથી ગાલે.
કોઇ રોઇ આંસુડા ઢાળે;
કોઇ ઘેલી થઇને ફરતી.
કોઇ નીર્બળ થઇને મરતી.
કોઇ માથે મુકી શોકી હાથ;
ભયભીત ચીત્ર જેમ ભીંતની સાથ.
કોઇએ હડપચી તળે મુકી છડી,
નર્ગીસ સમ ઉભી રહીતે ઘડી;
કોઇએ દાંતોમાં આંગળી દાબી.
કોઇ બોલી આ ઘરની ખરાબી;
કોઇએ ખુલ્લા કર્યાં, ગુલાબ જેવા ગાલ;
કોઇએ રોઇ રોઇને, ગાલ બનાવ્યા લાલ.

સાએ છેવટ એજ વિચારી,
બાદશાહને કહ્યું વિસ્તારી;
જ્યારે શાહને થઇ એ જાણ,
પુત્ર કહે વાગ્યા અંતર બાણ.
પેટ ઝાલીને રહી ગઇ માત,
જેમ કળી ફુટી રહે પ્રભાત;
યૂસુફ રત્ન ખોવાયુ જ્યાર,
દાસી દાસોએ કર્યા પોકાર.
શાહ કહે જ્યાંથી ગયું નૂર,
ઠામ તે દર્શાવો જરૂર;
લઇ ગઇ દાસીઓ તેહ ઠામ,
બોલી અહીં બગડી ગયું કામ.
એ જગ્યાએ ગયો મુજ પ્રાણ;
મારા સુખનું ડુબાવ્યું વહાણ.
પ્રાણ પુત્ર હું જાઉં ક્યાંય,
મુજ વૃધપર લાવો દયાય;
દુઃખ સમુદ્રમાં ડુબાવીદીધાં,
પુત્ર પ્રાણ અમારા લીધા;
મધ રાત ગઇ હતી સોતાં,
અર્ધ બીજી ગઇ રોતાં રોતાં.

અગાસી ઊપર આવીને, લોકો મળ્યા બરાય;
તે ભ્રાંમ હોય જેમ પૃથ્વી, એમ તે કાળ જણાય.

વાણે વાત બધે ફેલાઇ,
ફુલ આ વાડીનું ગયું લુટાઇ;
જગત પ્રલય હતી તે રાત,
તેની શું કહેવાય વાત,
દુખથી ગન સહુ ગયાં ભાગી,
વાડી શોક શાળા થઇ લાગી.
વાણે નીશ પેરણ કર્‌યું જવ ચાક,
આએ માથે ઉડાડી રાખ;
સર્વ વાડીથી જાય જો એવા,
ફુલ રહી જાય દાઘના જેવા.
સિધતા ભૂલી દીધી સર્વે સારી,
હોળાં કુ કુ કરે પોકારી;
વૃક્ષ વેળા સુકાયા તે કાલ,
પાયે પડી ફળ થયા પાયમાલ.
બુલ બુલ ધીકકારે રંજન ગીત,
ફાટયા ફુલના ચાતુર ચીત;
કળીઓ ભૂલી મંદ મંદ હાંસ,
નીજ ઉદરથી ઉભાર્યું માસ.
નર્ગીસે નેનોના ખોયાં નૂર,
શોકી નીશ કુશ સુંબુલ જરૂર;
બાલાના જવ ફુલને, લાગી મનમાં લાય;
બાંએ બ્યાલો નાખી દઇ, બાગી કરયા કકડાય.

તે બગીચાના બદલાયાં લક્ષ,
રોપાઓ દુઃખનાં બન્યા વૃક્ષ;
દ્રાક્ષે મદ્યમાં થઇ ચકચુર
કાળા પ્યાલા ફેંક્યા દુર દુર.
ઝાડ સાથે ભીંગેલાં પાન,
હાથ અંગને ઘસે નિદાન,
ભરપુર હતી જે નેહેર,
આંખો સુકાઈને રહી ગઇ ઠેર.
કુદકા મારતાં જે ફુંવાર,
નીચા શોકે રહ્યા નીરધાર;
રોઈ કુવા ગયા સુકાઇ.
કુવે કુવા પડયા આંખ માંહી;
પંખી સર્વ ઊડી ગયાં પાર,
પાણી લીલોતરી સુકાઈ જ્યાર.
નાચી મોર ગાતાં જ્યાં રાગ;
ત્યાં કાળા ઊડવા લાગ્યા કાગ.
ત્યાંની સુહામણી સહુ છાંય,
શું થઇ મન ન લાગે ત્યાંય.
રંગા રંગી ત્યાંના મકાન;
રડેલફરર ગાઇ દુઃખ ગાન.
ફુલ સરખાં ખીલેલ ત્યાં, સજ્જન સુંદર મન;
દુઃખી તડકે સુકે ગાં, તેહ અમુલ્ય રતન.
દુઃખી પવન મનને આવી જામે
અંતર ફાટે ને દુઃખ ન વામે.

કળી ફુલની ન રહી ન વાડી;
રહી વાંયોગી કાંટાની ઝાડી.
પ્રધાનો જોઇને એ હાલ,
વિન્તી કરે કે આ જગત પાળ.
નહી વીયોગ કોઇને ભાવે કાંય;
ઇશ્વર ઇચ્છા વિન તો કંઇ ન થાય.
આથી વ્યાકુળતા નથી ઠીક,
અમને મનમાં આવેછે બીક.
ઇશો મુકયો હશે કંઇ ભેદ,
જીવતાઓની રાખો ઉમેદ.
મનુંશ્ય ધારણાથી હોય જે દુર,
તેને ઇશ્વર કરે હજુર.
પ્રમ શક્તી રહેશે સદાય,
તે વીના સર્વેનો નાશ થાય;
શાહે રુપીઆ લુટાવ્યા ઘણાય,
તેનો પત્તો ન લાગ્યો કયાંય.

---

## પ્રકરણ ૯.

### બેનઝીરને પરીસ્તાનમાં લઇજવા વીશે.

દોહરા.

શોધ કરવાને કારણે, ઉત્તમ મધવો પાય;
દેવી જળ જંગલ તણી, કરજે મારી સહાય.

તેહ સુગંધી ફુલની, મળી નહીં જવ વાસ;
પરસ્તાનમાં શોધની, મને થઇછે આશ.
પરી લઇ તેને ઉડી, પોહોંચી પરસ્તાન;
સેહેજે પલંગ ઊતારયો, થાય ન તે હેરાન.
ત્યાંહ હતો એક તેહનો, સુગંધ ભરપુર બાગ;
જેની સુગંધથી ફુલના, ઉઘડી જાયજ ભાગ.
ડમરા ગુલ ઘણાં જાતના, જાદુ બનેલ અતીશ.
અહીં જોવા તે નવ મળે, હસ્ત કરત જગદીશ;
સોનેરી નક્ષી અને, રૂપાળાં તમામ.
મીત્ર મારા ત્યાં નવ ગળે, તડકા તણું કંઇ નામ;
છાયી ગળાને ત્યાં પડે, એવી રીતે ધૂપ.
પીળું જેમ કેસર ઉપર, દીસે છે ઘણું રૂપ;
લાય ત્યાં લચકે નહીં, નહીં વરશાની બીક;
ટાઢ ઊન્હાળો નવ મળે, એ રચના બહુ ઠીક.
હરવા ભર્યા સહુ ત્યાં હતા, પુષ્પ થકી મકાન;
પગ મુકે તે ભોંયમાં, સુધરે જીવીત દાન.
છત્તોના ચળકાટ તે કેમકરી કથાય;
દીવાની દીવાળ સમ, સેહેજ નજરે જણાય;
જવાહીરની તે ભોંયને, અધર વાડીઓ ત્યાંય.
પુષ્પ સુગંધી પવન ત્યાં ધીમે ધીમે વાય;
જેને હોય જે ચીજની, ઇચ્છા કે કંઇ આસ,
મુખથી કંઇ કહ્યા વીના, પળમાં આવે પાસ.

વળી જવાહીરના ત્યાં સહુ પશુને પક્ષ;
ફરે ફરે તે બાગમાં, ઠરે જોઇને ચક્ષ.
ફરે દહાડે થઇ જાનવર, રાતે થાય ઇનસાન;
જાદૂની તે ભોંયને જાદૂના હેવાન.
મોટાં નંગ હીરા તણા, લાગેલાં હતાં જેહ;
દહાડે તે હીરા હતા, ને રાતે દીવા તેહ.
વૃક્ષ મળેલા એમકે, ગુંથી હોય જેમ જાલ;
અધર પુરીના કામમાં, પોહોચે નહીં ખ્યાલ.
આપથી આપ વિના કહે, વાગે છે ઘડીયાળ;
દ્વાર ઉઘાડો ત્યાં રહે, તો સુણો અહીંના તાળ.
દ્વાર જો કરો બંધ તો, ઇંગ્લિશ વાજા પેઠ;
હજારો ગત સાંભળી, ભૂલો સહુને છેક.
મખમલના નીચે થતાં, પથાણા વાંશાળ;
ચીની અક્ષર પેઠ તે, ઝાડ અને વળી ડાળ.
જાદૂના પડદા અને, ચકા પડેલી ત્યાંય;
મનમાં માત્ર ધ્યાનથી, ચઢે ન ઉતરી જાય.
ઇંદ્રપુરીની અપછરા, ફરીફરી કરે કામ;
જેમના નેણના બાણથી, માણસ બને ગુલામ.
નેહેરની ઉપર બંગલો, જડિત કામનો એક;
શાહજાદાને તેહમાં, લાવી મુક્યો છેક.
શાહઝાદાના રૂપથી, 'વધ્યુ' તેજ અમાપ;
રૂપમાં રૂપ મળી ગએ, રહી ન ખોડ કે બાપ.

ભાગ્ય જોગે ત્યાં તેહની, નિંદ્રાનો થયો નાશ;
આંખ ઊઘાડી જુએ તો, નહીં વતનની વાસ.
પોતાના માણુસ નહીં, નહીં પોતાનું ધામ;
એકને એક જોઇ રહ્યું, એ બન્યું ત્યાં કામ.
અચંબાનું રુપનું જોઇ, કહેછે ઓ કિરતાર;
કીજગ્યાએ આવી પડયો, કોણ મારો આ વાર.
ચઊદ વર્ષનો તે હતો, ભર જોબનના દીન;
હીંમત ધરીને બીક પણ, મનમાં થયો આધીન.
ઓરીકા આગળ જુએ, તો પ્રીય મનહરનાર,
ચંદ્રમુખી મુખ ચંદની, ઉભી કરી સણગાર.
પુનમ ચંદ્રની પેઠ તે, ચઉદ વરસની કામ;
અંજાણી અતી રૂપથી, ઉભીછે તે ઠામ.
બોલ્યો તે ગભરાઇને, !શું છે તારૂં નામ;
ઘરથી કોણ લઇ આવ્યો, આ કોહોનો મુકામ.
મોં ફેરવી મંદ મંદ હંસી, ઉત્તરી તે પરી એહ;
તું કોણ હું કોણશું કહું, અચરત સરખું જેહ.
તું આવ્યો મારે અહીં, સુણ પ્રીય નાદાન;
ઘર મારૂં છે તાહરૂં, ગા મંનરંજન ગાન.
પ્રીતી તારી મન મહીં, ઠસે ગઇ જે વાર;
બની ગઇ હું બાવરી, થઇ ગઇ લાચાર.
છોડાવી ઘરબારને, તારા માત પીતાય;
કસુર વંત દાસી તાહરી, લાવીછે તને હીંઆય.

પરીછું હુંને આ વળી, પરસ્તાનછે દેશ;
ચિંતા કાંઇ કરીશ નહીં, મનમાં તૂં લવલેશ.
પરી અમીની ઊત્તપતી, સરૂપવંતી સાખ;
પોત પોતાની જાત વિન, પ્રીતીગાં પડો ખાખ.
પરીને સુખ ઊતપન્ન થયું, તે મુર્તી પીડાય;
કોઇ આપણું જયાં નવ મળે, કહો ત્યાં કેમ રહેવાય.
કદી કદી એ પણ બને, ચહેજો સૃષ્ટી નાથ;
માશુકને મહા મેહેરથી, આપે આશક હાથ.
મુખથી જે જે પરી કહે, શાહઝાદો કહે હાંય;
મન મરડી દિલ દાબીને, રહેવા લાગ્યો ત્યાંય.
પણ અફસ બુદ્ધી અને, મળે ન હોશ હવાસ;
જેમ પ્રાણી જાળમાં, તેમ રહે તે ઉદાસ.
હાય કહે નીરાશ થઇ, ને નેણે ભરે નિત નીર;
સંભારે નીજ મેહેલને, વળી અમીર વજીર;
માત પીતાની યાદ જો, મનમાં તેને થાય;
રાતે રોતા આંખથી, સમુદ્રો વહી જાય.
કદી એકાંતી આપની, ઘડીમાં ઘરના લાડ;
મંત્ર ભણે રોયા કરે; દુઃખનાં ઊગ્યાં ઝાડ.
બહાનું કરી ઓઢો નીશે, જાણે સૌકે સોય;
મન મોકળું કરી તવ રૂવે, કે જવ કોઇ ન હોય.
જેમ શિકારી જાળમાં, નવો પક્ષી ફંસી જાય;
ઘડી ઘડીના શોકમાં, રોઇ રોઇ પસ્તાય.

મહરૂખ તેહ પરી તણું, હતું પ્યારૂં નામ;
છાનું માત પીતાથકી, કર્યું તું એ કામ;
ઘડી રહે તે પાસને, ઘડી રહે તે દુર;
રખેને વાત જણાય એ, માત પીતા હજુર
પરીઓમાં તે પરી હતી, સર્વ તણી સરદાર;
ઉત્તમ વસ્ત અનેક તે, ખવરાવે કરી પ્યાર.
ભોજન ભલી ભલી ભાતના, પોશાગ નીત નવીન;
પ્યારા મન ઉદાસની, ખુશામતો દીન દીન.
સ્વાંગ નવા નવા રાગને, નાચ નવે નવે રંગ;
રખેને મન ઉદાસીમાં, થઈ જાય રંગમાં ભંગ.
મધના શીશા તાકમાં, તે પર કુંગણુ ઠીક;
ભરજોબન રસ હાંશનો, ભોગ કરે વિન બીક.
મુખ ચુંબન રંગ ભોગને, ધીંગમ ધાંગી કામ;
સુખ સ્વર્ગી તેહને, પણ નહીં મીજનું નામ.
તે કુંજ દુઃખમાં ગળી ગળી, મરતો તો તે યાર;
દીપક માફક તે સદા, કરતો તો પોકાર.
મોહી ગએલી તે પરી, હતી ઘણી ગુણ વાન;
બંધ પડેલ માશુકને, કરતીતી સુખ સાન.
એક દહાડે તેહણે, કહ્યું સુણ રાજ કુમાર;
કેદી થયો તું માહરે, હાથે વિન તકરાર.
એક પોહોર તું ભોંયપર, કરતો રહેની સેલ;
શા માટે નીજ મન ઉપર, લેછે દુખની વેહેમ.

ફોકાઇ શોકાઈ ને, મનને નવ અકળાય;
રખે ને કોઇ કાળમાં, પ્રાણુજ નિકળી જાય.
સંધ્યા કાળે હું સદા, જાઊછું પિતા પાસ;
એકલડો તું નીત અહીં, ખરે રહેછે ઉદાસ.
કળાનો એક ઘોડો તને, આપુંછું મુજ પ્રાણ;
લેતું પણ દે મૂજને, મુચલકો એક લખાણ.
કે જો કોઇ શેહેરમાં, અથવા કોઇ ઠામ;
મન કોઈથી તું મેળવે, તો સારૂં તારૂં કામ.
પ્રાણ તું છે માહરો, પણ જેમ ગૂનેગાર;
હાલ હવાલ થાય તાહરા, સાંભળ મારા યાર.
કહ્યું કે તું મુજ પ્રાણથી, કેમ કરી વિસરાય;
મુખથી જે તું ઉચરે. તેને કહું છું હાંય,
તવ બોલી તે માહરૂખ, કર્મીછે તુજ ભાગ;
રાજ્યાસન સુલેમાનનું, મળવ નો તને લાગ.
ઉતરવું હોય તૂજને, તો કળા મરડજે એમ;
ઉલટું એથી કામ હોય, મરડી દેજે તેમ.
ભોંયથી લઇ આકાશ પર, જ્યાં સંચરવું ચહાય;
આ ઘોડો તુજને લઇ, સીધે સીધો જાય.

## પ્રકરણ ૯

### અશ્વ વખાણ વિશે.

#### દોહરા.

વખાણ તે ઘોડા તણા, કેમ કરી વર્ણાય;
પંખીમાં એ સાહગુણો, જોતાં નહીં જણાય.

બગીર કળ મરડે થકી, આકાસ ઊપર જાય;
કહે તેને તો એ કહો, કે છે એ પવન પાય.
ખાએ નહીં પીએ નહીં, સૂએ નહીં લગાર;
હાંપે નહીં ને તે કદી, પડે નહીં બીમાર.
હંસે નહીં કગરે નહીં, નહીં રતાંધળો તેહ;
લંગડો નહીં મોજોર નહીં, ઊત્તમ તેનો દેહ.
હડડાને મોતડાહની, તેને નહીં કંઇ બીક;
મસ્તકે મોતડાં નવ મળે, પ્રકરતી તેની ઠીક.
સાંપાણુ નાગાણુ ભમરાંનો, તેને નહી ડર કાંય;
ભલો બનાવ્યો તેહને, જુક્તિથી જુગરાય.
એ ઘોડો તે ફુલનો, સેલનું સારે કામ;
આકાશ સંચર તેહથી, તેનું હું તું નામ.
સંગાએ બેનઝીરજી, બેસીને તે અસ્વ;
પોહોર સુધી સાનસાગન; જોતો જુદા તત્વ.
પોહોર પાગે ગભરાઇને, પાછો ફરતો નીત;
ફેર કરે રખે માહરૂખ, એ પર ચોંટેલ ચીત.

## પ્રકરણ ૧૦

### બદરેમુનીરના બગીચામાં બેનઝીરના આવવા વિશે.

દોહરા.

માશુક લંપટ રંગનો, બેઠા છે તું ક્યાંય;
નીરઊદ્યોગી બેસી રહે, મન મારૂં ગભરાય.
ઝુદી કરી અસ્વને, પાખો ચોડી આપ;

અહીંથી લઇ ચાલે ગને, આકારો દઉં ટાપ.
એક દહાડાની સુણો, કહુંછુ તમને વત;
સેલ કરવાને નીકળ્યો, શાહજાદો સુખ સાથ.
ઓચીંતું તેનું થયું, એક નગર એ નેરા;
સુહામણો નજરે પડ્યે, બગીચા રૂપે લેરા.
ઉંચી ઇમારત તહીં, દીઠી એક સપેદ,
ચંદણીથી જગમગી ઝળક, તેમાં નહીં કંઇ ભેદ.
ચંદણી ચારે ખુંટમાં, છટકી રહીછે ત્યાંય;
શીયાળામાં પ્રારંભ રૂતુ, હવાગો ટાઢી વાય.
નીખરેલો હતો ચંદ્રને, અજવાળું ચકચૂર;
સંધ્યાથી વાણા સુધી, ત્યાં રહેલું નૂર.
સગળ એ તેને ભાળતો, અગાસી પર મગી હામ;
જુએ કે કોઇ એમ રહે, કે સુનુ છે ધામ.
જોયું તો એવું તેહને, આવ્યું નજરે કાંય;
ભૂલી ગયો તે સર્વ જે, હતું તેના મનમાંય.
નક્કી કર્યું એ મનમહીં, કે થવાનું હોય તે થાય,
આગળ થોડેક સંચરી, જોઇ લૌં એ મહીમાય.
હેઠળ ઉતર્યો એ કઇ, છાનામાના પાય;
આંખ બચેલી ચાલથી, છળેલ તેની છાંય.
અળગા રહી ઊઘાડીને, હાથે ત્યાંના કમાડ;
છાંયડે છાંયડે ચાલ્યો, ઝાડોની લઇ આડ.
ગુંજન કુંજન ત્યાં હતા, એક ગમે બહુ ઝાડ;
વળગા ઝુમી જેમ કરે, આશક માશુક લાડ.

છાનો માંનો ત્યહથી, નજર નાખે તે કુમાર;
ઝાડોમાંથી ચંદ્ર જેમ, દ્રષ્ટિ દે [illegible]ર
જુએ તો ત્યાંના ભભવો, અચંબિત થાય;
ચંદાણી રાતને ચંદ્ર મુખ, મોજ કરેછે ત્યાંય.
અચંબિતછે ત્યાં સુરતો, ઉતગછે ત્યાં મોહોલ;
જોઇ એ તેનું દીલ તો, બન્યું ડામાડોળ.
જાત તણાં તેને મળાં, જાત ઊતગ વાસ;
અચરતાંથે જોઇ રહ્યો, તે ત્યાં આસને પાસ.
તેને ત્યાં આગળ મળ્યા, સંત્યુંએ નવને;
આંખો તેની તવ બની, કેદ મુકી બે કેદ.
દ્વાર અને મેડા ત્યાં, સર્વે ઊપર ઉજાસ;
તાકુ હરેક કમાન સમ, વાળ્યું આશા ઊજાસ.
ગછઆણીનાં પાથરેલ, ચમાણી ઊગમ જાત;
ચળકે જેહ જમીનથી, આકાશે દિન રાત.
જમિનને આકાશના, પૂરો એહ સમાન;
સોનાને રૂપા તણા, બનેલ હોય જેમ પાન.
કલાસના ત્યાં મુકેલા, પથ્થર પથ્થર ઠીક;
જેથી તે પથ્થરનું, નુર વધેલ અધિક.
તેહના સ્વરૂપ પર, પોહોંચી તેની દ્રષ્ટ;
અને તેમાં એક તારૂણી, દીઠી રૂપ સ્પષ્ટ.
હરેક મનમાં તેહની, ચાહનાની હતી આસ;
ફાનસ હોય જેમ કાચમાં, તેમ તેનો પ્રકાશ.
અક્કલવાળા જોઇને, બોલે એકજ વાત;

સીસામાં બંધ કરી હશે, પરીની ઉત્તમ જાત.
હરેક બાજુએ ત્યાં, નૂર કરે ધૂમ ધામ;
આરાસાઓ આરસપાનમાં, [illegible] દીઠ તમામ.
વાદળાઓમાં તારા થકી, ગ્રહ રહ્યા વિંટળાઇ;
ભીન પવનની લાગતી, તાજ તખત સુખ સાહી.
ચોસરની ભરપૂર [illegible], સ્વચ્છ સુંદર નેહેર;
ચંદરમાંના ઝરા વતી, પડતાં તેમાં લેહેર.
ફુવારા તેની મહી, ઉગરે એહ સમાન;
પવનમા મોતી ઉછળે, એમજ થાય અનુમાન.
બાદલાના તની મહીં, કકડા દીસે એમ;
અંદરમાં અતિ લાજથી, કકડે પડયે હેમ જેમ.
નાના મોટા સૌ ત્યાં, બાદલું લઇને હાથ;
અહિં તહિં ઉડાડતાં, જેથી શોભે રાત.
તારા સૌ આકાશથી, તોડી લઇને જેમ;
જમિનને આકાશની, જોડ કરી હોય તેમ.
વા અંદર જેમ આગિઓ, કાંડા કરે પ્રકાશ;
ચંદ્રતાણા પ્રકાશને, પગ રગડયાની આશ.
એકજ ચંદણિ રાતમાં, કયાંથી એ શોભાય;
જ્યાર વધારો તેહમાં, નવીન નવ મેળવાય.
સમાએ સોનું લુટાવ્યું, કનકને નિત વિખરાય;
જમિનથી આકાશ સુધ, સોનું પથરૈ જાય.
ફુલ અને કળીઓ સહુ, માથે સોનેરી તાજ

મલ્લિકના કપાળ સમ, ભલી બનેલી આજ;
ચંદ્ર મુખીઓ ગાલીચે ત્યાં, પેહેરી જર પોશાક.
તેમને જોઇ ઇંદુ મુખી, અદેખાઇએ મન ખાખ.
ચંદરવો જર તારનો, ત્યાં આગળ તાણેલ;
જેના ઝાલરપર ઘણાં, મોતીડાં વારેલ.
મીલમના રંગો ઘણાં, હિરા રત્ન જડેલ;
એક સાથે એક રાસના, સરખે સરખા ઢોળેલ.
દોરડી એક જરતારની, તે પર ખેંચી દીધ;
જેમ કીનારી હારની, શેરો ભેગા કીધ.
તેના ઝાલરની કહું, સુણો તે શુભ શોભાય;
સુરજની આસ પાસ જેમ, કિરણ ઘણા જણાય;
ચકચકીત ગાદી એક ત્યાં, પાથરીતી ભરપુર;
ચંદાણી જેના પગતળે, પાગ પડેલ જરૂર;
તે ઉતરના ઓશાકા, ફુલ્યાં નહીં સમાય.
કેમકે સઘળા રૂપથી, કુટ ભરેલા હતાય.
બિલ્લોરી કુંજા હતા, ને બિલ્લોરી પ્યાલ;
મનને ચક્ષ આતુર કે, જોઇ રહીએ એ ખ્યાલ.
પ્રકાશિત હતી ભીંતને, પ્રકાશિત આકાસ;
આમ તેમ જ્યાં નજરો કરો, ચળકાટ ચારે પાસ.
હાઊદીઓના ફૂલથી, ભરેલ સઘળી ક્યાર;
જુવાન રૂપીકા અહીં તહીં, ટોળે ઉભેલ સાર.
તે ઇંદુ મકાનમાં, જણાય એમ ખરેખાત.

ચુનાના પાણી મહીં, ટીંપા હોય અત્યાંત;
નિહાળી ચક્ષ નાંખી જુઓ, તો એમ જણાય છાંય
ચંદ્ર અને સુરજ તણા, છાયાનો મહિમાય.
આંખો કરે જે જે તરફ, દ્રષ્ટીનો પ્રસાર;
પ્રકાશ વિન નજરે નહીં, આવે કાંઈ લગાર.
ફીઆ રૂપને ઓળખો, પસંદ કરે કહો મંન્ન;
દરેક દર્પણે દેખાંએ, તેહુજ ચંદ્ર વદન.
નજર પોંહોચે જે જે તરફ, કાં સામે કાં દુર;
તેહુજ એક ઇંદુ તણું, રૂપ રહેલ ભરપુર.
એક પણાથાં નાકળા, અનેક પણાનાં માંય;
ઠામે ઠામે પ્રકાશતો, નીત્યે નહીં હીંઆય.
ઇંદુ બિંદુ એકછે, તેના પુસ્તક માંય;
પરમ પવીત્રતા તે ગ્રંથની, વર્ણન કરી ન જાય.
આંખ ઇશ્વર ઓળખાણની, મળેલ હોય જો યાર;
તો તે વીના કાઇને, જુઓ નહીં લગાર.

## પ્રકરણ ૧૧.

બદરેમુનીરનાં વખાણ અને બેનઝીરના મોહીત થવા વિષે.

દોહરો.

મધુ ગુલાબી રંગનો, પ્રાણ પ્યારી પાય,
પ્રથમ પુનમી ચંદ્રને, દેખાડીને લાય;
માતર જેને જોઇને, તનમન બને ચકચૂર,
દ્રષ્ટી કામ કરે ખરાં, કાં સનમુખ કાં દુર;

છંદ ભુજંગની ચાલ

કયું તે મકાનનાં માલિકની કથાય,
અંગુઠી વર્ણીનજ નંગ વર્ણાય;
તે ગાદી હતી મોજ સમુદ્ર રૂપ,
ત્યાં દીઠી એક રાજ તપેશ્રી સરૂપ.
વરસ પંદરેકની ઉમ્મરે આનબાન;
અદભૂત કુંવરીને ઘણી રૂપવાન.
કોણી મુકી એ શીકાપર ઘણું ઠાઠે,
નેહેરત તારે બેઠી હતી સેલ માટે.
સાહેલીઓ ત્યાંહીં તે ઉભેલી તમામ,
તારાઓનું જેમ ચંદ્રપર ઝકઝામ.
તે બેઠી હતી સજધજને જગાડી,
દિલ તે ચંદણીપર દીધું હતું લગાડી.
ત્યાં આકાશપર ચંદ્ર પૂર્ણ પ્રકાશી,
એ પૃથ્વીપર આ પુનમ ચંદર ઊજાશી.
છાયા બેઉની જવ પડી નેરે માંય.
દરેક લેરમાં ચંદ્રમા ગોતા ખાય;
નજર એટલા ઇંદૂ આવ્યા એકવાર,
મુખ સનસારનું ચતુર ચંદ્ર થયું ત્યાર.
અદભૂત રૂપ તેનો હતું મનમોહન,
ચંદરમાં તાકી રહે જેના દરશન.
તેના પેહેરવેશની વાત શી કહાય,

પેશવાજ ગાત્ર ગતિત હતો દરીયાવ;
મોંઘેરાં મોતીની હતી તેપર કોર,
જેમ મોતીમા જોએ બેઠાં હોય તે પોર.
તેપર ઓઢણું જેમ પાન કે પરપોટ,
જેને જોતાં ઝાકળ લજાય અકોટ.
સ્વચ્છતા તેમાં ઝળકતી જણાય.
માથેના પડેલી ખાંધે ઢળી જાય;
કંઠે હતું એક બોરીઉ હસમાસ.
કે જેમ તારો હોય ચંદ્રમાયની પાસ;
તે કુરતાને કચુકી જડિત્ર અત્યંત
નવા બાગમાં પ્રારંભિત વસંત;
ઝળકાટ પેસવાજ હેઠ ઇજારનો એમ,
કે પાનસમાં દીપક પ્રકાશિત જેમ;
સુઘડતા તે પોશાકની જોજો સાર,
નજર શોભે કે મેલી પાયની લગાર;
તે જુલ્ફો અને ચંદ્ર સરખું જ ગાત્ર,
તે બાજુ ઉપર બાજુ બંધ રૂપમાત્ર.
જડિત્ર વાળીઓ લજવે ચંદ્રકુંડાળ,
આશકના આશૂ તે કે મોતીની માળ;
તે આંખોના કેફને પાપણ નીરધાર,
કણફુલને કુંડાળાના સાણગાર.
તે મોતીનો ફુલડો તે મોતીનો હાર;

સદા આંસુ દુઃખ દીઠેલા તે પરવાર,
કંઠીની વચ્ચે શોરા એમ સખ્ત શોર,
કે જેમ રૂપ ગળે વળગતું હોય તે પેર;
જડિત મુદ્રિકાઓને કળી ચંપાય,
જોઇ જેને લોલન વ્યાકુળ થાય:
તેની હેઠળ મોતી હત આસપાસ,
જેમ ઝાકળ ભીંજાએલ પાસ હોય ફુલપાન;
જહાંગીરીઓનું વર્ણન શું કહાય,
કે જેમના હાથે નાકળતું હાય હાય;
જવાહિરથી સંલગની હેઠળ જડેલ,
કમ્મર અને કુળાની હેઠળ પડેલ.
માત્ર મોતીઓના પગે પાએલ,
પાએ લાગ્યાથી મોતીઓ શોભાએલ;
કોઇના ક્યાં હાથે આવે તે પાય,
જવાહિર જ્યાં પાએ લાગીને જાય.
માથાથી પગ સુધી જો થાઉં રશનાય,
માથા દીઠ વર્ણનમાં શોશબ્દ કહાય;
ગો અવ્યવ શરીરી હતા જુક્તિવાર,
હરેક કરમને કુદરતીથી કરે સાર.
જ્યાં સિધતા જોઇએ ત્યાં સીધતાય,
જ્યાં વાંક પડ્યું ત્યાં આગળ વાંક થાય;
તે મુખડું જેને જોઇ ચંદર હામ ખાય,

છબી તે, કે ચીત્રોને અચરત નમાય.
જે કંઇ જોઇએ નકસુકથી અંગ,
નાજુકી ભરેલ સેવતી સરખો રંગ;
કંઇ એક પ્રૌઢતાને કંઇ એક વાંક પણ,
અનેક રીતે જાદૂ વરણુ મન હરણુ.
છમકલા નખરા સાન કરે હર આને,
મતલબ મન મોહ્યાનાં તેને હરેક બાને;
લજ્જા નખરા અભીમાનને ભૂલ થાય,
જુક્તી બંધ સમા પ્રમાણે વરતે આપ.
હંસી વાદ વીવાદ કૃપા અને કેર;
જેનો જે ગજાની તેના પ્રમાણે મેર,
પ્રકારીત બનેલું ધામ કે, તે ભમ્મર કમાન;
વાંક વળેલી ડાળીઓ, રૂપ બગીચ સમાન.

ચોપાઈ ત્રણ તાળની.

આંખ જાદુને દ્રસ્ટા કેર,
પાંપણ લસકરી લેન કરે ઠેર;
ક્રાણુ મોતી જ્યારે ઝળકાય,
છીપનું મન સ્વરછ લજાય.
નાક જેહછે જોડી રહીત,
ધરા આંગળી સોંસલોટી ખચીત;
ચામ નાજુક કે થઇ જાય લાલ,
તેપર ચુમનનો આવે જો ખ્યાલ.

પોહેંચા બાજુ ભરેલ ગોળ ગોળ,
સીસમ બરાબર થાય જેનો મોલ;
હાથે મેંધી મુફલ એમ ઝળકે;
સંજય રાતારા જેમ સુના ચળકે.
દર્પણ સમ હતું તેનુ તન,
કુંટી હડપચીનો છાંયા રતન;
કેડની શી કહું ખેંચા ખેંચ,
નજર નાવે તો કર્મનો પેચ.
ગુંઠળ તે ફ આવે જો તેપર હાથ,
ઉમગરે હાથ રહે ગુંઠળ સાથ;
કાચ સમ તેની સાંથળ ને પાય,
આંખો મનમાં રમે તે સદાય.
કદ ઊંચો તે કેરનો કકડો હતો તમામ,
ગાગુંત દહાડો જેહને, ઢળી કરે સલામ;
તેના ચાળા અને તેની ચાલ,
ફુલ્યા હીસ થાય જેથી પાય માલ.
બેટરો ઘણી ગત લગાડે કામે,
પણ તે ગતો ને કદી ન પામે;
જુદી ચાલ કહો તેની કોણ છળે,
એ નખરાં સઉ તેના પાય તળે;
જવાહાર જડીત પગ રક્ષક જોડ,
છે નહીં પણ પગ મઢત અતી કોડ.

ઇશ્વર રચના જોઇ ભલે ભાન,!!!
શાહજાદો કહેછે એ ભગવાન;
ઝાડથી જોતો તો તે છાન ગાન;
કોઇની નજર જઇ પડી ત્યાં અજાણ.
જુએ તો એક રૂપવંત જુવાન,
વૃક્ષોમાં જણાય ચંદ્ર સમાન;
ચર્ચા પસરાએ ત્યાં એકવાર,
સઊને જાણ થઇ ગઇ ત્યાર.
એહ સુણી એકથી એક સાર,
ગુલ મુખીઓ ફરવા લાગી ત્યાર;
જુએ તો ભડકા સમ થઇ પ્રકાસ,
ચળક આગળું વૃક્ષ ઊજાસ.
કોઇએ કહ્યું કે કાંઇછે, કોઇ તરાનો છળાવ;
કોઇએ કહ્યું કે ચંદ્રછે, સંતેજો ભલે ભાવ.
કોઈ બોલી પરીછે કે જીન,
કોઇ કહે કે ગગુંતનો છે દીન;
કોઇએ કહ્યું ત્યાં મથું કુરી,
તારો આકાશથી આવ્યોછી કુટી.
વાણું વાયું નિશા પડદો ઉઠાયે પુર,
વૃક્ષે નીકળ્યો છે એ સુર;
કોઇ બોલી કે જોજો બેહેની;
સાર એ બાપડા કોઇ છે ની.

કોઈ કહે કે છે એ દીલદાર,
કોઈ બોલી એ જોઈછે કરતાર;
માંહોમાંહે એ વાતે થઈ જ્યાર,
વાત એ શાહજાદી કને ગઇ ત્યાર,
સુણતાંજ ઉડી ગયા તેના હોશ,
બેભાન થઈને બની બેહોશ,
બોલી હું જોઉં, એ કહી ઉઠી,
પ્રાણ સનસનાએ રહી ઊઠી;
સાહેલીઆને બાપે ધરી હાથ,
લટકાતી મટકાતી ચાલી સાથ સાથ;
કંઈ બોકે ફાળ ખાતી ખાતી,
ધડકતા મને ચાલી લચકાતી

સાહેલીઓના સંગમાં, રંગ ભરેલી ભામ;
મંત્ર ભાણી મન કઠણી, આગળ વધી તે કામ.

આગળ વધી તે કઠણ કરી મન,
ત્યાં, જ્યાં બેગાં હતાં વૃક્ષ તન;
દીઠો એક જુવાન રૂપવાન,
ઉભો ચંદ્ર મુખ દર્પણ સમાન;
ખસવાનું નહીં ઠામને જાગ,
પ્રીતો અચરતે દાટી દીધા પાગ.
પંદર સોળ વર્ષનો આધીન,
આશા નાશા જુવાનીના દીન;

મીસી નવીન હોઠ તેને એમ દીસે,
ગગન જોઇ ન શું ગાય અતાસે;
ગળે દોપટો ઝાઝળો એક,
પોશાક પર તો પ્રકાશ ઉભરે છેક;
ગજગામીની શોભા એમ શોભે,
ચંદ્ર છાયા જળ ઉપર જેમ થોભે.
રૂપ ભરેલ એક દુપટે ગાથે,
સરસ પટકો એક કેડની સાથે;
પેચપેચ મળી એમ શોભાય,
પેચ ઉપર પેચ દિલ લાગી જાય;
જવાહિર જોરાઉ એમ ઝળકાય;
શુક્ર તારો જેમ વાદળે ચળકાય;
મોતીના ઝાલર અને, નીલમના તે હાર;
લટક જટક જેની દીપતી, પાઘડીએ અપાર.
ગોરૂ ગાત્રતે જુક્તિવાર,
ભરેલ બાજુએ બાજુ બંધસાર;
લીલમની હાથે એક અંગુઠ,
મેંધી હાથ પાય ભરી મુઠી;
હોંશ, હુશીઆરી શરીરે જણાય,
નવીન જોબન લુટાર દેખાય;
દર્પણસમ તેનું દમકે શરીર,
રૂપવાળી પવન લેતે ફકીર;

જુલફાંને તેને ચોટલાની મરોડ;
જવાનીરાતે કરોડો કોડ;
ચેહેરે પ્રકાશે વેકરર,
કપાળે જાણે શૂર્યતાનું નુર;
પણ પ્રીતીનાં ખાએલ તાવાર.
ઊભેલ ચિત કોઇપર ચોટાડી તેવાર
એને જોઇ થઇ ગયો બેભાન,
આવેળાએ થયો મૃત્ય સમાન;
વેહેલાં જઇને કહ્યુ લઈ તાળા,
કે,હે શાહઝાદી મતવાલી;
સ્વપ્ને પણ જોયો નહી.હોય સમ્મ આજ સમાન;
મેલછે ચંદ્રણી રાતમાં, નવ નવીન મન માન.
એમ કહીશું તો તું નહી માને,
આંખ જો.ઇ,સાચ લેશો તું ધ્યાને
પગ ઊપાડી દે ઓ દીલદાર,
હાથથી ચાલીને જાય એ બહાર;
બીજુ કંઇ નથી થાશોની ઊદાસ.
આહ્યા આવો આઝાડેની પાસ;
તે જગ્યાએ ગઇ બદરેમુનીર;
નેજોયો શાશઝાદો બેનઝીર;
જોતાં શરીર અવ્યવ ગયા સહુ મળી.
નજરે નજર નેણુ નેણુ કળાએ કળી,

અંતે બેનઝીર ને બદ્રેમુનીર,
બેઊ સ્નેહમાં પડયા અધીર.
તન મનની સુધ રહી નહીં તેને,
તમ શરીરના ભાન નહીં એને.
પ્રધાન પુત્રી હતી એક સાથે,
રૂપ વંતીઓમાં ઝોને માથે,
તારા સરખી હતી તે પ્રીયાવ,
લોકો કહેતા તેને નજમુન નિસાવ.
તેણે ઊતાવળે છાંટયું ગુલનીર,
શરીર તેનું થયું તવ સ્થીર;
હતાં તે ઉઠી ખરી, પણ રહી અચંબે કામ;
ફુલ ગુલાબ ઝાકળ ભર્યું, તેમ હતી તે બામ.
લચકી રહ્યો દિલ દીધેલ કુમાર,
પગલાં પગનાં રહે જેમ ઠાર.
મટકી મોં મરડી ને તે પ્રાણ,
કેડ ચોટલાનું દેખાડી પ્રમાણ;
તેના આગળથી મોં મરડી,
અડધ મુએલ ન કથરડી;
આંખો પુંઠ ખેંચઇ ભલા, ચોટલો કૂલે માયા;
નજર તેની ઉપર પડે, આશક દિલ કકડાય.



# પ્રકરણ ૧૨.

## કેશના વખાણ વિશે.

### રાગ મેવાડાની દેશી.

પ્રાણ પ્યાલો કસ્તુરી રંગનો, હેતે મુજને પાય;
કેમકે મુખ આગળ છે મારે, કેશ તણી કથાય.
સંધ્યાકાળથી આપ મુજને, મધુ મધુરજ નીર;
કે થૈને લંપટ એમાનીમાં, ભાનુ જોઊં સ્થીર.
તેના કેશની શા કહું હું, અતિ ઉત્તમ એ ગુંથાય;
કોઈ રાતમાં આવો ન જોયો, મન મોહન મહીમાય.
જુલફાં એઉ કે જેમાં મન, આશકનું નિત રહે ઊલઝાઈ;
ફંસી જવાથી મન સદાયે, ખરેખાત રહે સુલઝાઈ.
તેહ કાંગસી તેહ ચોટલો, સરસ ને મન પરસન;
કિનારીનું પછવાડે ચળકતું, કામણીક કેશ બંધન.
તેના ચોટલાના શા કહું હું, રંગને વળી ઢંગ;
છેલી રાતે જેમ આકાશે હોય; ઝુમરનો ઝક ઝક રંગ.
ઓઢણી હેઠળ એમ જણાય, વાળતણા ઝળકાટ;
વાદળમાં જેમ વીજળીના, વ્યાપે વિધ વિધ ચળકાટ.
ઠાર મારે જો તે મનને તો, તેમાં દોષ ન થાય;
આસુરના રાતા વાદળના ખુનનો, સાંજથી બદલો ન લેવાય.
ક્યાં સુધી કહો કહે જાઉં, ચોટલાની વાત;
ત્યાંગ ઘણાને અલ્પ છે હવે, મૌજ મજાની રાત.
મુજ કાવતાને બંધ કરવાનું, ધાર્યું હતું મેં મુલ;

પણ વિન્તી જે હું કરૂં છું, તેને કરજો કબુલ.
કેશ કાપણુ જે મેં કર્યું છે, તે માત્ર એટલાં માટ;
પદ્મમાં થઇ નોહોતી શકતી, ઘટીત કાંઇ ઘાટ.
તે ઊપર જો બરાબર ન બેસે, સરસ અલંકાર;
ચિંતા મારા માથાની થે પડી, શું કહું તને યાર.
તે પેચથી બહાર આવું છું, ને સંભળાવું છું વાત એક;
નવીન ને વળી અમુલ્ય અતી, સાંભળો તમે છેક,
મતલબકે તે દેખાડી દે જ્યારે, જોબનવાળા વાળ;
તે વેળાએ જાણે પ્રિતની કાઇએ, પાથરી હોય જાળ.
કેશ બંધને જુલમ કર્યો છે, દીન પુંડે દઇ ગંઠ સાર;
સણગારમાં સૌથી ઊતરતું, પણ ચોટલાનો સણગાર.
ચોટલાનું કેમ વધે નહીં, મનમાની તું માન.
એક પ્રકારા એમ પૂછે પડે, પ્રીતે સુખસાન;
ગુલાબને સુંબુલ તે ઊપરથી, કેમ ન થાય કુરબાન.
તેની લટકમાં ઇશારે મુકી, દીધીછે ઘણી આન બાન;
જાદુ કરતાં પણ તેની સત્તા, વધું વધેલે ઠાઠ.
રાત દિવસને બાંધી મુકેલા, દઇને જબરી ગાંઠ.
પણ હાથ આવવું તે તણું તો, કઠણ અતિશે ગણાય;
ખરેખાત જોતાં નાગ કાળાના મસ્તકે માણીજ જણાય;
પુંઠ વાળીને તેને ન જુએ, જુક્તીવંત હુંશીયાર;
કેમકે તે છે પુંછડીવાળો, તીગીર તો એકતાર,
દર્પણ સમ તેની પુંઠ પ્રકારો, તેપર ચોટલો ચળકાય.

જોબન તેનું શું વર્ણું હું જેમ, દર્યાપર શામ ઘટાય.
આશકોના મનથી ભરેલું, શોંથું તેનું રૂપાંગી;
સમારતી વેળા કાંગસોએ, મન ઘણા લીધાં માગી;
દીલ આશકનાતે ઉપરથી, લાખો છે કુરબાન.
કેમકે કેશ સમારતાનું, માથે ઉપકારનું ભાન;
ટુંકમાં કહુંછું પ્રમાત્માના, રૂપના છે એ ભેદ.
જે ચાહે તે તેહ કરેછે, શ્યામ ને સપેદ.
રાતી મૂક કદી તેમાં કોઇ, કેશ બંધન શોભાય;
નીજ દિલતણું ખુન તેને, કરવું પડે ક્ષમાય.
નખરાં લટકા દેખાડતી ચાલે, મંદ હંસે ફેરવી મોંય;
મુખડે રૂસણું મનમાં માયા, મોમાં વાહમનમાં હાય હોય.
આ કાળા કર્મી કોણ આવી, ગયો છે હીંઆય;!!!
ઘર મારૂં હું મુકી દઇને, કહો જાઉં કયાંય.
એહ કહીને એક આનમાં, સંતે ઓરડા માંય;
હાથે પડદો નાખી દીધો ત્યારે, એહ થઇ શોભાય.
ઘટ અંધારામાં સુર્ય સંતાય જેમ, તેમ છુપઇ તે કામ;
પ્રધાન પુત્રી એટલે આવી, બોલી બદરેમુનીર ભામ.
બાળા તારા મોહના મારી, મુજને તો નહીં ભાય;
કારણ વીનાની કરડઇયો તારી, કોરે છે મુજ કાય.
ઘાયલ તેને તેં કર્યો છે તો, અર્દ્ધ મુએલ ન મુક;
જીવીતદાનની મોજો માલને, જોબન લુટતાં ન ચુક.
મારી તરફ તો તું જો પ્યારી, સાચું કહે દુઃખ થાય.

કહેવત છે કે મન માને ત્યારે, માથું ધુણે જાય,
તારા જોબનના રસ માલીલે, ને પીલે એક પાત્ર;
દુઃખ ધર્મીને સંસારી વીસારીદે, એજછે સુખ માત્ર.
જોબન, જુવાની, આ ઉમરાઇઓ, તે એશઘળી ધુમધામ;
ક્ષમ્ય કરશે કૃપાળુ ઇશ્વર, પીલે તું મધુ જામ.
જુવાની કયાંને કયાં ફરી મળશે, એ સઘળો બહાર;
જોબન કાળના રહે જશે એ, સંભારણાંને ઊદહાર.
મોજ શોખના દીન ગ્રહોતો, દેખાડે નહીં સદાય.
કાળ જે વિતી જાય તે, પાછો હાથ ન આય;
ચાલ્યા જાયછે એમના એમજ, દુન્યાના કારભાર.
પણ ઊમરનો સારંશ એછે, ભોગવી લેનો દીલદાર;
અતી આનંદી તેજ કાળછે, કે બેઉ રહે એક ઠામ.
ચંદ્ર સુરજ એકજ જગા, પ્રકાશવાનું કરે કામ;
કુએ પડેલો પ્રીતવાળો, કયાં છે યુસૂફ પ્રાણ.
અરે બાવરી પ્રિત પ્રિતમાં, ભેદ ઘણાછે તે જાણ;
તારા ઘરમાં આવેલો છે, પ્રોણો એ ગરીબ.
એ વાત પણ તુજને દેખાડેછે, તાહરા નસીબ;
ઊતાવળી થઇને શમાશો, સુંદર એક સભાય.
આ ફુલથી ઘર બાગને સજવે, એવી શોભા દર્શાય;
મધૂ પાનારી પુષ્પ ગાત્રી, બોલાવી લેને કામ.
માનથી ફેરમાં મધૂના લાવની, જોબનવાળા જામ;
ઓહોનીશ [illegible] મીલેને, ચંદ્ર સૂરજના [illegible] [illegible].

માલ તારે આંગણે આવ્યોછે, તેનો લેને લાભ;
એહ સુણીને કામની હંસી, મંદ મંદને કહે ઠીક.
વારૂ વારૂ હું સહુ સમજુછુ, મસકરી મિત્ર અધીક;
હું સમજીશું કે મન તાહરૂં, આવ્યુંછે તેની ઉપર.
તેનેરે બાને બેની તું તો, મસકરી મારી ન કર;
તવ હંસી બોલી તે ઇંદુ મુખી, કહેછે તું સાચ.
તેને જોઇ હું બેભાન થઇ હતી, ખરા રમેછે તું રાચ;
તમે હતા તે કે મારી ઉપર, છાંટયું તું ગુલ નીર.
વારૂ મારા માટે બોલાવી લો, મનમાં ધરીને ધીર;
પોતપોતામાં આવી કરકેઓઆશઇને, છેડની થઇ વાત.
બોલાવીને તેને લાવીને, પરોણો કર્યો તે રાત;
એક મેહેલમાં બોલાવી લાવી, ને બેસાડી દીધો ત્યાંય.
મેહેલની સહુ જુકતી બતાવી, બાકી ન રાખ્યું કાંય;
ત્યાર પછી તે મદન મોહનાએ, ઝાલીને તેનો હાથ.
બેસાડી દીધો અંતે લાવી, તેહ પુષ્પની સાથ;

## પ્રકરણ ૧૩.

બદરેમુનીરની બેનઝીર સાથે મુલાકાત વીશે.

દોહરો.

દારૂ મનરંજન કરે, એવો પાણીવજાન;
મારા બાગે રંગ ભોગનો, મળ્યોછે મકાન.

રાગ ગરબો,

"આવો આવોને નંદના લાલ, ઓડકી કરીએ રે."

જેમના રૂપથી ચંદ્ર લજાય, ત્યાં ભેગા મળ્યારે;
ચંદ્ર સુરજ હોય જેમ એક ઠામ, રુપ તેમનાં ટળ્યારે.
બગીચો લજવે છે આજ, એમ દરએક રાશીરે;
ગરીબ સંયોગી સોખની આજ, રચના છે ખાસીરે
જોર કરી તેને લાવીને, બેસાડી દીધી ત્યાંહીરે,
તે ઘડીના નખરાની વાત, વર્ણાય નાહીંરે;
આનબાને તે બેઠી ઠંક, ચોરી શરીરરે,
મોને પાલવથી ઢાંકી દઈને, અતિશે અધીરરે;
શરમાણુ લજાણુ અધીક, સુરત પ્યારીરે.
પરસેવે ભીંજાએલ તન, શોભા ન્યારીરે;
પુષ્પ ચંબેલીએ પડેલ, ઝાકળ જેમ હોયરે.
બે ઘડી સુધી તે ચંદ્ર સૂર્ય, લાજ ન ખોયરે;
તેમના બેસી રહે રીસાઇ, પ્રધાન પુત્રીરે.
હતું નજમુન નીસા તેનું નામ, તે ઘર સુત્રીરે.
ગુલાબી રંગના દારૂ, મોં આગળ મુકયારે;
તેમના ભરતાં ગ્લાસો સરસ, તે નહીં ચુક્યારે;
બોલી શાહજાદીને તે તત્ર, બેસી રેહ ન એગરે;
આ ગ્લાસ આમુર્તીના મુખથી, અડાડ ન ફેગરે;
મારા માટે એ પ્રાણ, હંસીને બોલીરે.
લાલ મીઠાંરે તારા હોંઠ, ફેગ ન ખેલેરે;
તુજ ઊપર હું વારૂં પ્રાણ, ગ્લાસ એને પાયરે;
એને ભોગવ તને મુજ સમ, આનંદ મને થાયરે;

તેને વિન્તી એ આપી લક્ષ; ઉપાડી ગ્લાસરે.
મોંને ફેરવીને મંદ હંસી, બોલી સુઆશારે;
જેને મધૂપાનપર હોય મન, તેથી જાયરે;
જેને એ નવ હોય લંછન, તેને ન કહાયરે;
બોલ્યો શાહજાદો તવ એમ, સાંભળ પ્યારીરે;
કોઇના મન વિનાનું મધૂપાન, કરની કામણગારીરે,
એમ કરડઇની કરી વાત ચીત, ગ્લાસ ભરી લીધોરે;
ચંદ્ર મુખીને મોઢે શાહજાદે, અડાડી દીધોરે;
જ્યારે દારૂથી બન્યા છાક, હઇયાં હરખાયાંરે;
બંધ કળી જેમ બની જાય ફુલ, સ્નેહ પરખાવારે,
બોલવા લાગી તવ વાત ચીત, ને પરપુછ થાયરે;
બંધ બારણા વાત ચીત નાગ, ઉઘડ્યા ત્યાંયરે.
અક્ષર અક્ષરે સહુ વૃત્તાંત, બોલ્યો જુવાનરે;
નીજ માત પીતાને વંશ, જણાવ્યો નીદાનરે.
પરીનો પણ કહી સંભળાવ્યો, એહે વાલરે;
છાના ભેદ થકી વાકેફ, કીધી તે કાલરે.
કહ્યું એક પોહોરની રજાય, મુજને છે પ્યારીરે;
એથી વધારે નથી નવરાશ, દશા છે એ મારીરે.
એ સુણી મનમાં અંબળાઇ, બોલી તે કામરે;
તમે પરીપર આપો પ્રાણ, અહીં શું છે કામરે.
મારી કનેથી ઉઠોને પાસ, બેસો ન આપરે;
હમથી પ્રીત કરવામાંહિ લાભ, રીતનાં પાપરે.

દોહરો.

દીલ હું આવી રીતનું, નથી લગાડતી વાર;
એવાર આવું મને, ભાતું નથી લગાર.

ચોપાઈ ત્રણ તાળની.

અમથું મન તમને કોણ મુહે,
સુંદર દિલ બાળીને કોણ રૂએ;
દીપક સમ આસુંથી કોણ વહે,
અદેખાઇની આંચે બળી કોણ દેહે.
એ સુણી પગે પડયો બેનઝીર,
કહ્યું શું કરૂં બદરેમુનીર;
કોઇ લાખ પ્રણે મને ઇછે;
હું તને ઇચ્છું મને તે છે તુચ્છે
બોલી માથું પગપર ન ધર,
કોઇના મનની મને શી ખબર;
એમ ઈશારાઓ થયા જયાર,
બેઉ હંસી રોવા લાગ્યા ત્યાર.
મનની મનમાં રહી ગઈ વાત,
પાહોર વીતી ગઇ એટલે રાત;
રાતની વાત સુણી ઊઠયો બેનઝીર,
કહ્યું હું જાઉં છું બદરેમુનીર.
કેદથી છુટવા પામીસ જો હુંય,
આજની વેળાએ કાલે આવીશ હુંય;

એમ ન સમજીશ કે છું હું આરામે,
શું કહું રંગ્યો છું રંગ કામે.
આ જગ્યાથી ઊડવા, મન કરવું નથી કામ;
પ્રાણ કોઈ નીજ હાથથી, કરે ન મૂલ્ય હામ.
મુજ પર કૃપા રાખજો, ઓ મારી જીવજાન;
મન અહીં મુકી જાઉં છું, મુજ રમણ્ય સુજાન.
એમ કહી તેહ થયો વીદાય,
મન અહીં એનું દીવાનું થાય;
નીજ નીયમે ગયો બેનઝીર,
અહીંનો કેદી રંગ્યો એમ અધીર.
પરી સંગ કાપી જેમ તેમ રાત,
વાણી ઉડ્યો રગડતે હાથ;
રંગ રાતનો આંખમાં છાએલ,
દીલમાં આનંદ સઘળા સમાએલ.
ઉઠે જેમ કોઇ જોઇ સંયોગી સ્વપ્ન,
સંયોગ ન હોય ને મન બને અચેત્ન.
નવી વાતની હોંસ છે ફેર,
પ્રથમ મન આવવું છે ઝેર;
મનપર ભાર કે દીન કેમ કપાય,
મન પ્રકાશીક મેળાપ કવ થાય.
કાળા રંગના વાળની પ્રીતે.
બાર સાંજની જુએ વીતે;

દીન વીયોગનો બન્યો તે પહાડ;
ગણીત દીન સગ કાપે તે દહાડ.
અહીંનો ત એ હાલ જે,પરણો મેં જેમ;
ટુંકે તમે બયાણ કર્યાં, લક્ષ દઇને તેમ
ત્યાંની લક્ષ દઇ સુણો કથાય;
બીજા ગમની બની શી વાતાય
રજની દુઃખ રોગમાં તેને વીતી,
જે ઘડી કાપી તે દુઃખ સહીતી.
સુરત યારની રહેલી આંખ તાકી;
ગાલ સુમૃગુમાં રજની કાપી નાખી:
મનમાં આશ થોડી થોડી નીરાશ
હોંઠે હંસાં પણ ચેહેરો ઉદાસ.
વાતે વળગાડી નજમુન્નીસાય,
કહે એ છે મારી ઇચ્છાય.
ઘેની સજો આજ સરસ સણગાર,
તારા રૂપનો દેખાડ બહાર.
બોલી ચસરે દીવાની ન હોય,
આપણી વસ્ત પારકી હોય ન કોય.
કોના કાજે કરૂં શણગાર,
કોને દખાડું રૂપ અધીકાર.
શાહજાદી હતી ઘણી દુર,
મનમાં ધાર્યું હતું એ જરૂર.

જહાઇ પીઇને તે એમ બની,
બે દીનની પ્રણી હોય તેમ બનીઠની,
મુખડાનું તે રૂપને, કાંગરીનો તે રંગ;
ચંદરવાળી રાતડી, જોઇને થાય દંગ.
મીસી અને તેની હોઠ રતારા,
બદખરાંની સંજા સ્યામારા.
આંખોનું રૂપ ને કેર કાજળ,
તું કહે નર ગિસ્તાંમાં સંધ્યાકાળ,
તેપર મેરા તાણેલ લીટીવાર,
નારુતીક હાથે જેગ રહે તલવાર.
પટી પાનની મીસીની સાથ,
રાત ચાલ જેમ સંજા રતારા હાથ.
પેસવાજ એક ડાંગ તે પર જગમાગે,
તારાની આંખ તેપર લાગે.
કસ્બી જાળીની એક ઓઢણી ઓડે,
ચંદણી સુખ સુર્ય પડે કોડે.
જવાહીર જડીત કાંચળી તે જોય,
ફુલ હસ્ત રગડે બેભાન હોય.
ઝીણી પેરણી પવન સમાન,
તન સ્વચ્છતા જણાય મનમાન.
જર ફુલેલી કરી કરોલ,
પ્રમ રૂપીથી બમણી પ્રકાસ.

પાએ પડેલ એક મોઝણી, જરકશી જેપર કામ;
જેના ટીકી તારાથી, પ્રકાશીત પૃથ્વી ધામ.
તે તારૂણ માથાથી લઈ પાય,
કુબેલી જવાહીર દર્શાય.
જુક્તિ બંધન અને તે શરીર,
પોશાક પ્રકાશે જવાહીર;
શાથે મોતી રહે એમ ઊજાશે,
ગગન ગંગા શ્યામ રાતે આકાસે.
કપાળે ટીકા એમ દમકે,
વાણે ચંદ્ર તારા જેમ ચમકે,
વાળીનું પ્રકાશ કાંન હેઠ,
વીજળીના હારા ઉડી જાય છેઠ.
હીરાનું બોરીઉં એમ ઊજાશે,
કિર્ણ ત્યારે સુરજ પ્રકાશે.
બોરીઆ નીચે ચંપકળી વિસ્તીર્ણ,
સૂરજ આગળ હોય જેમ કિર્ણ;
લીલમ હાર છાતી ઊપર, જેપર સુરજ નેન.
ઝાંકી રહે શોભા ભર્યો, જોએ મળે મન ચેન.
મોતીની વાળીઓ રહે લટકી,
દિલ જ્યાં રહી જાય મન પટકી.
સુંદર સાંકળ હતી એક ઉરે,
જેનું ધ્યાન મનમાં રહે પુરે પુરે;

ભુજ બંધન બાજુનાને નવ રતન્ન,
ડાળીઓ ફુલથી ઝૂલે જેમ ચમન્ન.
પોહોંચી લીલમની એમ જણાય,
ડાળ ફુલથી નજુક કહાય.
પાયલ માણેકની ઘુઘરાદાર,
ખુની આંસુ જે પર સદા વાર.
પાએ વાદલીઆં છલ્લાં ફુલ,
આપો દિલપર ખાતાતાં ફુલ.
કેશ સુગંધે કસ્તુર ખતુન લાજે,
શરીર અતરે ડુબેલું ઝાજે;
ભોંથી આકાશ સુધી મેહેકે,
દુન્યા તેની સુગંધે લેહકે.
એમ તે થઇ જવ સણગારે,
ચંદ્ર સુર્ય મુખપર પ્રાણ વારે;
ગગને ગઇ તેના રૂપની ધૂમ,
નીજ ભૂજ દાયણે લીધા ચુમ.
ખવાસોએ ઘરના કર્યું, બંદોબસ્તનું કામ;
તમામીના પડદા સહુ, તમતમાવી દીધ તમામ.
ફર્શ પાથરી સ્વચ્છ કરી પલંગ,
ઝકઝકી કવર નાંખ્યું નવીન રંગ.
નર્ગીસી ગુલદસ્તા અજોડ,
તાકે મુક્યા જુક્તી વાર કરોડ.

વીલાયતી મેવા ચોમેર મુકાય,
ફુલપર જેમની સુગંધ વધી જાય;
પવન અતર થયો ઘર માંય,
શીશીઓ મુકી તાકે ત્યાંય;
કયારીઓ એક ગમ અપાર,
ડાળીઓ સણગારેલ હારો હાર;
અથાણાં મુરબ્બા ઠીક દેખાય,
બારનાં હાટડામાં મુક્યા ઘણાય.
પલંગ પાસે એક ગાદી પથારી,
ઓશીકાં તગામીના દીધા વધારી;
ફુલદાન ને મુકયાં પાનદાન,
જુક્તીથી મેલ્યાં હર પાન.
જડાવી અત્તર દાન ધરેલ,
નવીન હસ્ત કૃત ઘડેલ;
મસ્તકે પુંઠાં બંધ એક કીતાબ,
જહુરી નઝીરનું કુલ ઇન્તેખાબ.
ચોપડી એક મુકી હતી, જેથી ગુલકાર લજાય;
ભરપૂર કાવ્ય સોદા અને, મીર હસન તે માંય.
કલમદાન એક નાજુકી ભરપુર,
પલંગ હેઠે જુક્તીથી જરૂર.
ધરેલ ગંજીફો એકગમ રાજપારા,
એકગમ ચોપડ જે દુઃખ કરે નાશ.

શીશા ગ્લાસને દારૂ કબાબ,
ધરેલ તેપર કરી છંતેખાબ.
પણ સંતાડીને તેને રાખે,
રૂમે ન છુટે તેમાંથી જો કોઇ ચાખે.
રાજ રસૈયાને કહ્યું ખબરદાર,
ભોજન રાખજે તું તઇયાર.
એહ સહુ મણુઆરાયું જ્યાર,
મટકે શશિ નવીન ઊગેલ ત્યાર.
સંધ્યાકાળથી લઇ એક છડી,
તે છડી જે આગીઓથી જડી.
બગીચાની બેઠક ઉપર, ફરવા લાગી એ કામ;
લજ્જા આણી તેને જોઈ, સુર્ય છુપે નીજ ધામ.

## પ્રકરણ ૧૯.

બેનઝીરના આવવા વીષે અને પોતે
પોતામાં સંભોગ વીષે.

રાગ ગરબો.
( મારા સ્વામી મારાથી બોલો. એ રાગ. )

સંયોગી મને મધુ પા જીવજાન,
વીયોગે હું અકળે થયો છું હેરાન.
તળવળ તો હતો તે તરફ બેનઝીર,
સંધ્યાકાળે કેદી છુટયો નીરધીર,
પણ તેણે કર્યો એટલો ઠીકઠાક,

ડાંગરીઆ પેહરી વસ્ત્રો ઠીક માટ.
ગણીઆણીની સંજાફ કરી જુક્તિ વાર;
તંગ સાંકડા પોસાક થૈને તેયાર.
ધરી અંગે હીરામાણીકના નવ રતન;
તે ફુલ એમ બન્યો કે લાજે ચમન.
અકાશ સંચરી પર થઈને સ્વાર;
થયો આકાસે તે પવન એક વાર.
એકા એક આવી ઉતર્યો તે જગાય.
જયાં મટકાતી હતી તે કુટટી ત્યાંય.
નજર અપછરાની જવ તેપર પઇ,
વૃક્ષોમાં જઈને તે ઉભી રહી.
સંતાઇને જોબનપર નાખી દયાન,
જોયો અચંબીત રૂપનો તે જુવાન.
કંઠે નાખી દીધેલ છે લીલો પેશ;
લીલોતરીમાં જેમ ચંદ્ર ઉભો હોય પેશ.
કહે તું કે છે ચંદણી એહ રાત,
ઊગેલી છે એ લીલોતરીનેજ સાથ.
તે રૂપ અને પોશાક ને એ બહાર;
નીલમમાંથી સૂર્ય કીરણ પ્રસાર.
તે લીલા ભભુકાની જોઇને શાન,
દીપકને થયું બગણું બળવાનું ધ્યાન.
ખ્વાસો હતી તે બળી જાણી જોઇ;

કને આવી તેને કહેવા લાગી કાઇ.
કહો કી તરફ તેને લઇ જાઉં હું,
જ્યાં હુકમ દો ત્યાં હું બેસાડું છું
કહ્યુ તે જે સણગારેલો છે મકાન;
અહીંથી એમ થઇ પોહોચ્યો જીવજાન.
ફરમાવ્યા પ્રમાણે બેશ ઉડાડયો,
છુપી રીતે લાવી ત્યાંહ બેસાડયો
એકાંતે આવી બેઠા બેનઝીર;
બીજી ગમથી આવી ત્યાં બદરેમુનીર.
તેને જોઇ મૃછાંગત તે ત્યાં થયો,
વસ્ત્ર ઘરેણુ તે લોભાઇ ગયો
લજાજને બુદ્ધીમાં ભારે લડાઇ,
અક્કલ એગની અકળાઇ ગઇ.
હાથ ઝાલી ગાદી ઉપર તાણી,
પ્રિતીની દોરડીમાં તે બંધાણી;
કહેવા લાગી તે કે મુક મારો હાથ,
એ ગરમી જેની છે રહે તેના સાથ;
કહ્યું હાથ પ્યારી મને બાળાંઓ,
તારા લુખાપણે મને ગાળીઓ,
ઓ ઠાર મારનારી અહીં બેસી જાય,
મારા હીંચણને તું ટકીઓ બનાય;
તળવળે છે એમ ક્યારનું મારૂં દિલ,

બેઉ હાથે દાબીને તું મને ગળ;
છેવટે કરીને ઘણા નખરાય,
ગાદી ઉપર બેઠી તે રમણ્ય પ્રિયાય;
મધૂ ગુલાબી ચાહ્યો ફરી ફેર,
બીજા રંગ બીદયા ત્યાં શુભ પેર;
બેઉ ચંદ્ર મુખ જ્યારે થયા ચકચૂર,
નવીન વાતત્યાં ચાલવા લાગી જરૂર;
લોંડીઓ ત્યાં જે ઉભીતી હજાર.
આંખો ઢાંકવા લાગી થઇને લાચાર;
ખ્વાસો હતી તે ખસી ત્યાંથી ગઇ.
કામ જુદા કાઢીને વેહેંચાઇ ગઇ,
ધીમે ધીમે કુંકૂ થઇને બેહોશ,
પલંગ ઉપર પોઢ્યા ધરી બારે હોંશ.
સંતાયા ચંદ્ર સુર્ય એકજ જગ્યાય,
તાણી લઇને પડદો અતી વેગે ત્યાંય
થવા લાગી ઉઘાડી ત્યાં છેડ છાડ;
સરૂપ ઘરના ઉઘડી ગયા બે કમાડ;
પીવા લાગ્યા સંભોગી મધુપાન,
ઇચ્છા વૃક્ષ તેમના થયા ફળ વાન;
હોંઠે હોંઠ મળ્યા વદનથી વદન,
દિલની સાથે દિલને તન સાથેજ તન
મળી આંખથી આંખ થઇને ખુશ હાલ;

ચીંતાઓ સહુ દિલની થઇ પાયમાલ,
લાગી જ્યારે છાતી તે છાતીની સાથ,
નંખરા નાજના ચાલ્યા ત્યારે હાથ;
કોઇની ચોળીને પડી આગળથી ફાટ,
ચીણુ કોઇની થઇ ગઇ બારે વાટ;
દુઃખ સરવે તેમના વહીને ગયા,
નવીન પુષ્પ તેઓ પોહોંચાઇ ગયા;
બેઉ ઉઠયા બીને શરાબે ઉમેદ,
કોઇનું રાતું મુખને કોઇનું સપેદ.
પલંગથી નિચે મુકીને નીજ પાવ,
નીકળી આવ્યા પ્રિતીની ભરતાં આશાવ,
સ્વાદિષ્ટ કેફે થએલાંજ ચુર.
ગાદી ઊપર બેઠા એકએકને હજુર,
પરસવામાં ડુબેલ તે પ્રાણનાથ,
નીચી આંખે બેઠીતી કામની સાથ.
બેઉ અતીઆનંદે બેઠલ અહીં,
પોહોર એટલામાં વાગી ગયો તહીં;
પોહોર વાગતાં ઉઠયો બેનઝીર,
છબી દુઃખની થઇ ત્યારે બદરેમુનીર;
બોલી ચાલી નહીં ને કરીનાં કંઇ વાત;
આંખ ઊઠાવી જોયોની જતો સ્વામીનાથ.
બોલ્યો તે કે પ્યારી કાયર થા ને એમ,

ફરી આવીશ બોલી કરો ચાહો જેમ.
તેના રૂસણાથી દુઃખી તે જુવાન,
ગયો પણ આખે આંસુડાની નિશાન;
બેઉનાં મન એમ થઇ ગયા હુતા કેદ,
વીયોગે તેથી પામતા હતા ખેદ;
બંધાયો એજ ધારે પછી ત્યાં સદાય.
સંધ્યાકાળે આવી પોહોચે ત્યાંય;
હંસી બોલીને કાપતો પોહોર રાત,
ઇશકરૂપના શેર ઉઘાડે ખરેખાત.
વિયોગે કદી અકળાય તે નંગ અમુલ,
સંયોગે કદી ફુલતા હતા જેમ ફુલ,



## પ્રકરણ ૧૫.

મહરૂખ પરીને એક દેતના કહેવાથી બદરેમુનીર
તથા બેનઝીરની પ્રીતની ખબર થાયછે.

### છંદ લલિતની ચાલ.

મધૂપાય પ્રાણ મધૂપાયરે,
પારમાં કરીશ વેહેલી થાયરે;
ચહો સ્રો મળી બદલો લેવાને,
ધારેછે દુઃખો દારૂણ દેવાને.
આશક માશુકને એક ઠામ તે,
બેસવા ન દે બેસવા ન દે;

કોઇનો સંયોગ કોઇનો સંભોગ,
ચહને નવ ગમે એજ ભારે રોગ.
સંયોગનો શત્રુ વિયોગનો વહાલો,
એવો ચહનો ઠાઠ નિત્યછે મલો;
સંયોગી નીશા ને વિયોગી દીને,
ફરવેછે એ શું કહું તને.
એટલો મેળાપ તેમનો નવ ગમ્યો,
તેમનો વિયોગ મનમહીં રમ્યો;
કોઇ દેતે દીધ પરીને એ ખબર,
માશુક આશક થેઇ ગયો બીજી ઉપર.
એ સુણી તે ભડકો ભભુકો થઇ,
કહેવા લાગી હાય એ પીડા નવી;
સુલેમાનના સમ હું ખાઉં છું,
તેના પ્રાણની હું શત્રુ થાઉં છું;
દેતને કહ્યું મુજને બતાય,
કહે એક બાગમાં ઉભેલો તો ત્યાંય;
કામણગારી કોઇ હતી તેની સાથ,
ઊભેલીતી તેને દેઇને હાથે હાથ.
બાગ જોગે હું ઊડયો તે ભણી,
નજરે પડયાં બેઊ રૂપના મણી;
એ ઉડતી ખબર તેને જવ પડી,
બાલી તેને જોઇ લૌં હું જે ઘડી.

શોક્ય તે બની હાય માહરી;
કાચી ખાઇ જાઊં ત્યાહરે ખરી;
સનમુખે મારે તે મુર્ખ થાય જયારે;
લુઘડાં તેના કરૂં હું તાર તાર.
એજ સમ વચન હુતા મારી સાથ,
વારૂ તેનાં પસ્તાછે ને મારા હાથ;
આમ પુર્વજે સત્ય કહ્યું છે તમામ,
મનુષ્ય જાતિછે નિત નીમક હરામ.
રીશ રશાથા એ ભડકી બેઠી એમ,
એટલે ઈંદુ લાજી આવ્યો તેમ;
કાપમાં તેને જોઇ ગયો ડરી,
તું કહે કે જીવતાં ગયો મરી.
ડાકણની પેઠ કુદ તે પડી,
બોલી સુણરે વાદી વેરી આ ઘડી;
ઘોડો આવ્યો તો તુજને સેલ કાજ;
કે તે ધનવંતીની જોડી મુર્ખ લાજ.
આમથી અળગા રહીને એમ છુટશો,
ઉપરા ઉપરી મોજો લુટશો;
મુચલકો આપ્યો તો તેં નએ ફરી,
વારૂ એનો બદલો લઉં તો હું ખરી.
રાજી થઇને જેમ ગાળતો તું નીશ
દીન તાહરા હવે તું સંભારીશ;

નીજ પ્રીતીની મોજ જો જરા,
કુપ ઝંકાઉંછું જો જે પાસરા.
તુજને જીવથા મારૂં શું ગરીબ,
પણ એમ ઇચ્છે છે તાહરા નસીબ:
દુ:ખના કુવામાં તુજને ફંસાઉં,
જેટલો તું હસ્યોછે તેટલો રોવરાઉં.
એમ કહી બોલાવ્યો એક પરીસંત,
કહ્યું એને સુગુણોની બુદ્ધિવંત;
તાણીને એને વેહેલો લઇને જાય,
ગંભીર દુ:ખના વનને બતાય.
વેદના ભરેલ કુપછે એક ત્યાંગ
જેના મોપર લાગ્યો મણુની છે શીલાય.
એને લઇ તે કુપે કેદ કર ન ચૂક,
તે શીળાને તેના મોની ઉપર મુક;
સંધ્યાકાળે એને આપ જે આહાર,
એક પવાલું પાણીથી ન દે વધાર.
એ શીવાય બીજું આપશો નહીં,
નિતના એ ધારાને કાપશો નહીં;
એ સુણી તે દઇતે હાથ ઝાહ્યો,
એમ ગ્રહીને આકાશે ચાહ્યો.
તેની ઊપર આકાશી આવ્યો એ ફેર;
પવન થઇને પ્રાણ ચાહ્યોજ ફેર;

એમ જય થઇ ભાગ્યશાળી મોજ,
હાથ હાથની સાથે ચાલે ફોજ.
દીલને તે કહે આજ છે જે માન,
ઇશાકની મેઅરાજ એ છે તે તું જાણ;
કેદ તેને કરયો કૂપનાં મંહીં.
કોકેસસ પર્વતની વાટ હતી જહીં.
તે યુસુફ થયો કેદ કુવા માંય,
નીચી તે જગા ઉંચી થઇ જણાય;
ભાગ ઊઘડયા તેહ કુપના,
તેમાં આવ્યો તે પૂર્ણ ચંદ્રમા.
પ્રકાશીત થયું ધામ તેનું સાર,
કુપની કીકીનો તેહ બન્યો તાર;
આંધળો પડેલ પ્રકાસીત થયો,
તે જુવાન સાંપતનો માણી બન્યો.
પગ તેનો જયારે પાતાળે ગયો,
તેના દુખથી કુપ ભરાઇ રહ્યો;
અચરતે ભોંયે પાણી સમાયાં,
કુવાના આંસુ રોઇ સુકાયા.
પવન કાંપી ઉપર આવ્યો જે વખત;
પથરથી મોં કુપે ઢાંકયું તરત;
મન તે પ્રાણનું ધડકે ધક ધકી,
કાળજું ફકડા થઇ નીકળે તે થકી.

અંધારે અજવાળે નીકળયોની જેહ
કેદ થઇ ગયો અંધકારે તેહ;
નીકળવાનો રસતો સુઝયોની લગાર,
આંખે કાળો થઇ ગયો સનસાર.
અંધકારે તેના એમ ખોયાં પ્રાણ,
જેમ કોઇને ફસતાઇ કરે દગાણ;
ચીસો પાડે ને પોકારે ઘણું,
માથું ચારેગમ ફોડે શું ભણું.
જેને તેને ચીસે પોકારે સહી,
કોઇ કાફલો ત્યાં આવ્યો નહીં;
ઇશવર વિના મિત્ર નવ મળે,
દોસ્ત કોણ ત્યાં કે દુખ સાંભળે.
અંધારો કુવો તેનો દોસ્તદાર,
તે રીબાય તેને માથે કૃપાકાર;
વા ન આવે ત્યાં જેથી સુખ મળે,
કુવાનો પોકાર કોણ સાંભળે.
કુવો તેનો મિત્ર નીત્ય થઇ રહે,
તેથી જે સુણે તેહને કહે;
કુપ તેને પુછે તેતો કુપને,
અંધારા વિન કંઇ સુજે ન ભુપને.
અંધારામાં જેમ નાસ્તીકનું મન,
દુઃખમાં નરકને તેહથી સજન;

રાતનું અંધારૂં દીવસનું નીનૂર,
નીત્યે દુખ અંધકાર તેહમાં જરૂર.
પ્રીતની પીડાથી દહાડા ગાળ તો,
રૂદર પાણી પીને વેળા વાળતો;
તે અંધકારને વર્ણું શું હું હાય,
લેખણે કાળાં આંસુ નિકળી જાય.
કુવો તે હતો દુખનો સતંભ,
દુઃખ દોહલાની નીશા જેમ લંભ;
ઢુંકમેં કરયું દુઃખી આખ્યાન,
રહેવા લાગ્યો તેમાં તે અમૃતપાન;
તેનું છુટવું સુઝતું નથી,
ઈશ જાણે કયારે નીકળે તેમાંથી.
એમ ફંસૈ ગયો તેહ બેનઝીર,
વ્યાકુળતામાં પડી બદરેમુનીર.
બે દિલોમાં હોય છે જયારે પ્રિત,
દિલને દિલથી આકર્ષણ છે ખચીત;
પીડા ત્યાં થએ દુઃખ અહીં થયું,
જીવ ત્યાં રોકાએ મન એં ગભરાયું.
ઘણે દહાડે તે નાચ્યો, જેથી ચંદ્ર લજાય;
આંખોમાં તેની બની, કાળી સહુ દુન્યાય.
નજમુીનનીસા એમ ઊચરે, શું થયું હશે એ પ્રાણ;
ઈશ જાણે તે પૂરાપર, શાં શાં થયાં બંધાણ.

તમે માંડા થયા છો ઓ પ્યારી,
તે માશુક છે શી પરવા તમારી.
ઇશ્ક જાણું ખેલમાં ફંસાયો તુજ યાર;
મારી ચીડ છે એમ પ્રાણુ ન વાર.
રહી રહી વધરાવે છે તે મન ભાવ,
અમરતી તું પ્રાણુ ન ગુમાવ.
જે રોકાએ તેથી રોકઇ જોઇએ;
જે નમી જાય તેથી નમન્ત થૈએ,
કંઇ ખેલ કાઢયા કરો બેની,
આપ સંભાળો ને સુખ ચેની.
સુણી છાની રહી દીલે અંખળાઇ;
તેણુ ઉતર દીધો કંઇ નહીં.
એ ઊપર વીતી ગયા દીન ઘણુાય,
ખગડવા લાગ્યા ઢંગ ત્યાંય.
ભામની દીવાની થૈ ચોમેર ભગતી;
ઝાડોમાં જઇ ફરતી તે ભમતી.
મનમાં વ્યકુળતા એ ઘર કીધાં,
ઘેલાં સ્વપ્ના જોવા માંડી લીધાં;
વીયોગી તાવે કર્યું દીલમાં ધામ.
મોતી આંસૂએ આંખ ભરે ભામ;
આપુરા પર રીસાઇને, બહાને જઇને સોય;
મન મોકળુ કરી રોય તે, જ્યારે કોઇ ન હોય.

દુઃખ તાવ પીડાથી કાંપી કાંપી,
એકલડી રૂમે મેં ઢાંકી વીલાપી;
પેહેલા સરખી નહી વાતને હાંસ.
ખાએ પીએ નહી ને રહે ઉદાસ,
જ્યાં બેસે ત્યાંથી ન ઊઠાય;
પ્રીતીમાં દીન રાત ગળી જાય.
કોઇ કહે કે કુંવરી કામે ચાલો,
તો ઉઠે કહીને કે હા ચાલો;
કોઇ પુછે કે શાં છે હાલ.
તો કહે એ છે હાલ હવાલ;
કંઇ વાતની કરે કોઇ વાત,
પુછે દહાડાની તો કહે રાત;
કોઇ કહે કે કુંવરી કાંઇ ખાઓ,
તો કહે ઠીક કાંઇ મગાઓ.
કોઇ કહે કે કરો કંઇ સેલ,
તો કહે સેલથી મનછે છાકેલ;
પાણી પાય ત્યારેજ તેને પીવું,
ટુંક બીજાને હાથજ જીવવું.
ખાન પાનની શુધ નહીં લગાર,
દીલમાં ભરેલ તેની પ્રીતી ઊભાર;
બાગપર મન નહીં ને ફુલ પર નજર,
સનમુખે તેની છબી આઠો પહેર.

છાનામાના તેહથી, ક્યાલ જવાય અત્યંત;
નીત્યે તેની રૂપરૂ, તેજ દુઃખનો ગ્રંથ.
કવીતનો આવી ચઢે, વાદ વીવાદ પ્રસંગ;
બે ત્રણ શબ્દ હસના, એ કહેતી નવરંગ.

ગરબી.

ઓધવજીના સંદેસાનો રાગ:

પ્રીતલડી શાકેર દેખાડે છે ઘણા,
મારા મનને મુજથી મુકાવે આમ જો;
પ્યારીથી મને મેળવ વેહેલા વીસ્વપતી,
નહીં તો રે મારા મનને રાખો ઠામ જો.
રૂદર રડનારી આંખનો વાંક કંઇ નથી,
મન માહારૂં મને નાંખે દરીઆ માંયજો;
આકારી હંસાવી નોહોતી એટલી,
જે સાટે મને રડવું પડયું હાય હાય જો.
રાતરૂને શો ઠપકો દઉં કાંઇ હસન,
મિત્ર મારો જ્યારે પાળવે આવી રીતજો;
ગરબી ચોપાઇ કે કોઇ કવીતને,
ગાવું એમકે દુઃખ ઉપજે વીપરીતજો.
એ પણ કહેજો પ્રસંગ કંઇ આવે કદી,
નહી: તો એતી પણ નહીં પરવાયજો;
કેમકે મનનાછે એ સઘળા કારણો.
મન વીનાતો સર્વ બને પીડાયજો.

નીકળી ગયો હોય જીવ જો પોતાતણો,
ગરબી કયાંની ને કયાંની છે એ પાઇ જો;
હામી કહે એ વિનવતી સુણુ વીન્તી,
પ્યારીને પ્યારાની ન આપો જુદાઇ જો.

—✻—

## પ્રકરણ ૧૬.

બાદરે મુનીરના દુઃખ વીશે અને એરા
બાઇને બોલાવવા વીશે.

દોહરો.

ગુલાબની કળીઓ મહીં, મધવો પા મને કામ.
કેતકી ફુલનો તું ખરે, લે ભુજે નર્ગીસ જામ;
વાડીની રચના જોઇ, કથુ એક દીનની કથાય
કેમકે આ સંસારમાં, સુખ દુઃખ વીગતે થાય.

રાગ ગરબી

પડવાની પર પ્રીત

પરીથી ઉતાગ પ્રાણ ઊડી એક દીન પ્યારીરે,
કહ્યું વાડીને જઇને જોઊંને તેની કયારીરે;
કળીની પેઠે મન્ન મારૂં ખીલેરે.
કેમકે દુઃખ જામી ગયુંછે મારે દીલેરે,
ફુલથી તને આવતી વાસ પ્યારાની;
તને ઇચ્છા થઇ બાગના ફુલ કયારાની.
પોહરિક દીન ચહે ધોઇને મોં હાથેરે,

નીકળી વાડીની સેલ કરવા એ ભાંથરે;
લીલમની ખુરશી નાખીને તે બાગેરે.
બેઠી આન બાને મનહરણ તે સુભાગેરે,
ગુડાણુ ઊપર પગ એક અટકાવી દીધોરે;
બીજો ખુરશીથી હેઠળ લટકાવી દીધોરે.
પુછીશમાં તેના પાય રંગ ભર્યાનો હાલરે,
વખાણું શક્તીના મોંમાં જીભ મુંગી તે કાલરે;
આંગળીઓને તળવાથી લાલાને દાધરે.
એવી શોભા ન પામે કોઇ નજર બાગરે;
સોનેરી કાંબીઓને તળવાનો તે રંગરે,
સોનેરી આસૂર રતાશ જોઇને થાય દંગરે,
જવાહીરના છલ્લાં ભર્યા પાર પોરેરે;
જેમ જરીની ટાંકી હોય મખમલપર કોરરે.
સુતી ઉઠેલી હતી તે કામણુ કામરે,
માથે કલચઢી પડેલી એક દિસ્તીતી ભલે ભામરે;
જુવાન રૂતુને ઊગતો બહારરે.
છાતી ઊપર આવેલ કુચ્છ ઉભારરે,
જોબન મધમાં આવી બેસવું તેનું પ્યારૂંરે;
માદળીઊ જોઇ અભીમાની થવું કામણુગારૂંરે.
દાશીઓ હોકો એક લેઇને ઉભીતીરે,
જેનાં લાલા નીપત્તી ઘણી શોભીતીરે;
કાચનું તે હોકે જવાહીર કામરે.

જરમાં ડુબી ગએલ હતો તે તમામરે,
પણ તેની ઊપર પડેલ હતો એક પેચરે;
એ સઘળું તેની આગળ હતું છેક નેચરે.
નાજુક હોંઠ ઊપર મોં નાલ મુકીરે,
પડદે દીલનું ધૂમાડું કાઢતી ફુંકી ફુંકીરે;
અહીં તહીં દૃષ્ટી નાખતી ઉચાટરે
કોઇની જાણે કોઇ જોતો હોયજ વાટરે;
દાસીઓ ઊભેલી હતી આસ પાસરે,
જેને જે સોંપેલું કામ તે હાજર ખવાસરે.
કોઇ લઇને મોરછલને કોઇ હાર પાનરે,
કોઇ લઇને શંગેર કોઇ પીક દાનરે;
રશીલી ચંબેલી બની તંગ હરુતરે
પોશાકને ઘરેણાથી હરેક દુરસ્તરે.
ઊભેલી આંખો હેઠી કરી વીવેકરે
લજવાળુ બનીને પ્રાણ ઘાતીક છેકરે
આંખ ઊપાડીને જે તરફ કરે નીઘાયરે
મૃછાંગત ફુલ અને ઘાસ તરત થઇ જાયરે.
સાહેલીઓ ચંદ્ર મુખી હતી જે તેની સંગરે
ખુરશીઓ નાંખીને બેઠી હતી તેઓ રંગ રંગરે;
બરાબર બરાબર અહીં અને તાંહીંરે
આસપાસ તેના બેઠી હતી લઇને તેને માંહીરે.
તે વખતની શોભા કહું શી કહાયરે

જેમ તારામાં પ્રકાશીત હોય ચંદ્રમાયરે.
રૂપ અતી પ્રકાશીત હતું તે બાગ માંયરે;
હરેક ફુલની તે ફુલ પર હતી નીધાયરે.
બાગ નહોતો તેહ હતી ખરે હોંશરે,
ફુલ અને કળીઓ હતી અતી બેહોશરે;

દોહરો.

સુગંધીમાં ડુબેલ હતી, તેહ પ્રાણ આધાર.
ખમણી શોભા ફુલની થઇ ગઇ તે વાર;

ચોપાઈ ત્રણ તાળની.

ફુલ સુગંધી બન્યું ધન ભાગે,
તેની સુગંધ વ્યાપી તે બાગે
તેની છાંયા પડી જય ચમન;
થયાં ગુલ લાલાને નસતરન.
વૃક્ષ ઉપર પડયો તેનો ઝલકાર,
લીલમ આવ્યો તેણે ચળકાટ;
તેના પધારે દીપાયો બાગ ઠીક.
ધીરીતા પવનની ઊડી ગઇ અધિક.
તેહ પુષ્પનો જોઇ બહાર,
બગીચો ફુલ જોઇ થયો દાબદાર.
ફુલને કળીઓ સહુ મળી,
કહે બાગનું દિલછે એ કળી.
ફુલફુલે બોઇ વાડીની ચાહનાય,

સર્વ પેઠ કુમરી કરે હાય,
દર્પણ બન્યા ત્યાં દીવાળ દ્વાર;
પ્રકાશે શો મનમાં તે ચંદ્ર ત્યાર
એટલે મનમાં કંઇ આવી ગયું,
નખરે તે કામણગારીએ કહ્યું.
અરે કોઇછે આહીં આવો,
મારી એરા બાઇને બોલાવો;
અચરત પુર આવેળછે, ને અચંબીત એકાળ;
જે એક ઘડી મુજરો કરી; દુઃખ ભંજવે વીશાળ.
ગભરાએલછું મન મારૂં રીઝાય,
થોડેક દિલના દાઘ ફુલ થાય.
મન તો લાગતું નથી કોઇ પેર,
જીવ બળેછે એ અંધેર.
એ સુણી દોડી ગઈ એક નાર,
એરાબાઇને લાવી પોકાર;
તે કાફર આવવા લાગી આનબાને.
પ્રાણ જોઇ ખોયા મુસલમાને
અચંબ બીક ચાલે તે કામ,
પગ ફુનો કે મુકતી તે ભામ
બીડની ગરમીને ગાયણપણુ,
ફેફથી બબુકું મુખ તેહ તણું.
મોંપર વીખેરી દીધેલ વાળ,

એંતે ઇંદુર પર આવેલ વાદાળ;
વગર લોએલ મીસી હોંઠ,
જેમ મોંએ, ગણીત નીરા આવી ચોંઠ
કાંને કુંડળી હતી એક પડેલ,
ચંદ્ર કુંડાળો હોય જેમ જડેલ,
ચીર અગરીને નરગી સહાર,
કિનખાબનો ધાઘેર રૂમી વાર.
લચક કેડની તેહની, અને મટકતી ચાલ,
આછો પાલવ મસ્તકે, પડેલ પાપી શાલ.
ઝાકળી કાંચળી સાંકડી અત્યંત,
કોરે વાદળી જડીત્ર વસંત.
સાલુ થોડેક માથે ખશેલ,
થોડીક કાંચળી રગડે ફટેલ.
જોબન મેંદીનું ને સાંકળાં છડાય,
પગે સોનના બેબે કડાય.
ચીર ચાલે તેહ ઉઠાડી,
કડાથી કડાને વગાડી,
વગર બનાવેલ તેનું રૂપ,
દુન્યાપર વાણું પડે જેમ ધુપ.
કેટલીક કાફરો તેની સાથ.
તે તો લાવી પકડી હાથો હાથ;
નખરે લઇને સાજ સરંજામ,

આવી ઉભી રહી તેહ ઠામ;
બેઠક ઉપર ફરશાની હજુર,
વીવેક સન મુખે બેઠી દુર;
ગોરીના હુકમ સુણીને સાર,
સાજ ઉપાડી લીધા સર્વ ત્યાર;
તબલા ગુંજે આકાશપર, કરી દીધ ખેંચા ખેચ
માનવમન હર તાળમાં, તહેં આવ્યા વીનવે હેંચ.
ટપ્પો ગાવા લાગી એહઆને,
જીવ નીકળવા લાગ્યો હરતાને;
અચરતી તાળ પડે એમ સાદે,
તાન વ્યાકુળ થઇ જાય નાદે,
ગટકડી તેહકે શોરનુર,
સીટોબંધ ફુલકણી જરૂર.
કળી ફુલ સમાન તે પ્યારી,
કસ છુટેલ મનમોહ નારી.
તે વખતની શી કહું વારતાય,
એવી બંધઇ ગઇ તેની હવાય,
ગાન તાનને રૂપવંત તારૂણ,
બાગ શોભાને સુર્ય કીરણ.
ચાર ઘડી દહાડો હતો બાકી,
સોહામણી છાયા ઢળેલ ઝાંકી.
કુંઇ વૃક્ષ છાંયાને કુંઇ તડકાય

ડાંગરી લીલોતરી કંઇ જણાય.
છલટે વિંટળેલ તમામ સાર,
સોના રૂપેલ પાંન સાંજ શ્વાર
લાલા જોબન હજારા રંગ;
આંખે દારાને કેફ તુરંગ.
ગુલાબી સરખા થઇ જતા, દીવાળ ને વળી દ્વાર;
વૃક્ષ છેદી નજરે પડે, સાંજ તારા રૂપધાર.
ચાદર છુટેને પાંણીનું જોર.
વૃક્ષે પક્ષીઓ કરી રહે શોર,
સર્વ શોધાને નીર ગતીત;
કેફથી પાણી વહેતું ખચીત;
ઉડતી નોબતના ધીમા સાદ,
વેગળેથી કાને પડતા નાદ;
મનહરણ અતી નાચ અલાપ.
ગોરીના તાનને તબલાના થાપ,
દિલને દળે હાથ પર ધરી હાથ;
પેર ઊછાળે ઠોકરની સાથ,
મનુષ્ય મનજ થાય ની ભક્ષ;
બેભાન થયા સુણી પશુ પક્ષ,
જે જ્યાં ઊભી રહી ગઇ ઊભી.
જે જ્યાં પોઢેલ રહી ગઇ પોઢી;
જે પાછળ તે આગળ નવ ચાલે;

જે બેઠી તે બેઠી ન હાલે.
નર્ગીસ જુએ ઉંચી કરી આક્ષ,
ફુલ કાને સુણે દઇ લક્ષ;
વૃક્ષો ઝુમે બની બેભાન,
કઠણ થઇ ઊર્મી રહી સર્પ સમાન.
વૃક્ષોથી પડે જાનવર, ઝુમી ઝુમી અપાર;
અચરતથી દર્પણ ખરા, બન્યા દીવાળને દ્વાર.
કુમરીઓ હોશે કરે પોકાર,
બુલ બુલ આંસુએ ભરી બગીચી સાર;
પાય ધોવણ નેહેરની ઓગળાઇ,
કારંજ આપથી આપ ગયા ઊછળાઇ,
ઈશો રાગને આપીછે એ વાત;
જળ થઇ વહે કાળજું ખરેખાત.
એમ ત્યાં બંધાયો સમાય,
બેભાન સઉ બની ગયા ત્યાંય
વાગેલો હતો ઇશકનો તીર,
હાય કરી ઊઠી બદરેમુનીર.
પ્રાણ પ્યારાનો બાંધી ખયાલ,
રોવા આંખે મુકી રૂમાલ;
ક્યાંથી ક્યાં લઇ ઉડયો રાગ ત્યાંય,
પવનથી બમણી લાગી અગ્ની લાય.
કહેવા લાગી હાય જોગી હું સેલફ

તે નહીં જેને સંભારૂં મેં પેહેલ.
તે જાણે જેને હોય કંઈ માયાય,
કે માશુક વિન બગીચો છે લાય;
કહો કેમ તેનું મન રંજાય.
પુંઠે વિયોગી દુ:ખ જેને હાય,
મનમાં હોય જો હાયની, કોઇને કંઇ શુળ;
કાંટા સરખું છે ખરૂં, તેને ખાસું ફુલ.
ઝાડ જોઇ તે શાં ફળ પામે,
જેને આશોપાલ કદમન ઠામે;
ફુલવાડીએ કરે શું તે નજર.
નીજ ગુલની ન હોય ખબર,
એ કહી ઉઠી ત્યાંથી દીલદાર;
પલંગે પોઢી મોં ઢાંકી લાચાર.
આનંદ બન્યો મૃત્ય સમાન,
દુ:ખી વાએ વીખરાયા પાન પાન,
તેના ઉઠતાં સઊ ઉઠીઓ નિરાસ,
નાચનારીઓને દાસી ખવાસ.
મારી અકલ અહીંછે હેરાન,
ઇસ્વર આ કેવા બગીચા નીશાન.
વેળ વેળાએ જુદા આકાર,
ફરી ચાહોતો થાય ની સગાર,
કદી પાનખર કદી વસંત આધીન,

એક રીતે નહીં રાત ને દીન.

મેનઝીરના વીયોગના દુખથી બદરેમુનીરની વ્યાકુળતા વીશે.

તાક ગોકુળ જોવાને આવરે, મથુરાનાવાસી. (એ દેશી,)

વેહેલાં મધુનો પ્યાલો એક, પાયરે પ્રાણ કામણગારીરે;
રાત પડદામાં ગયો સુર્યરાયરે, સુણ ગન મોહનારી. ટેક.

સાખી.

વેરી વીયોગી રાતના, ફરી આવી ગયારે ચીન;
આશકના મનની ઉપર, આવ્યો મૃત્યકાળનો દીનરે.
છત્ર પલંગમાં તે પડી, જેથી સ્વર્ગ સુંદરીઓ લજાય;
સૌને કહ્યું રહો વેગળી, કોઇ મારી કને ન થાયરે.
રોવા લાગી એકલીને, ઢાળે આંસુડાની ધાર;
દુખ પીડામાં નીર્બળે, તે છેક થઈ લાચારરે.
આંખથી મોતી નાખ્યા એટલા કે, તેનીરે વાણું વાત;
મુખડું રે ધોયું આપનું, એમ કરીને ઘણો ઉતપાતરે.
રાતારે રંગની કામની, ઘટ ઊતગ મધનો આપ;
રોઇ ધોઇને રાતને, મેં પુરી કરીછે કાયા કાપરે.
દુખ રૂપી સુર્ય ઊગ્યોને, ઊદાસ પ્રારંભ્યો દીન રંગ;
દર્પણ લઇ જોયું મુખતો, રહી દર્પણ સમ તે દંગરે.
શરીર જોયું તો નીર્બળુને, જેમ કોઈ રંગલે ઉતાર;
આભે જોઇ આભારમાની, મન રંજવે અહીં તે ત્યારરે.
રસના એ વાતો રસ ભરી, પણ મન પુરણ ઉદાસ;
અચંબે વીખરાઇ ગએલા, તેના હોશ હવાસરે.

મોંની તેને સુદ્ધી નહીં, ને સુદ્ધીમાં નહીં રે શરીર;
ખબર નહીં મસ્તક તણીને, નેણ ભરે નીત નીરરે.
માથું ઉઘાડું છેતો શી ચીંતાને, પેરાણ મેલે કશોનોય;
મોંસસી બે બે દીનની, ને કાંગસી કરે નહીં કોયરે.
એથી તેને મતલબ નહીં ને, બેસી રહે જેમ તેમ;
છાતી ઉઘાડી તેની હોય તો, દીલ કકડા થાયની કેમરે.
વાણું આનંદી કાળનું તો, દુખથી ગીઅ છે નીત;
બાવરી બનેલી ઇશકની. તેને ખારો મળવા પર ચીતરે.
ગરજ નહી અંજન ઘકાંને, કાજળનું નહીં કામ;
આંખે ઠસીને વસી ગએલી, કાળાકર્મી સંજમા શ્યામરે.
પણ સુઘડોનો પ્રખ્યેછે, ઉતમ એ સ્વભાવ;
બગડીને બેઠી હોય તોય પણ, તેનો બમાણે જણાયબનાવરે.
રૂપ તણું ઓછાપણું, તો એમ કદી ન થાય;
બગડીને બેસે ખરી પણ, નવજોબન જણાય પ્રીયાયરે.
નખરા વીનાની વાતમાં પણ, નખરાં લાખ જણાય;
સારાને નીત્યે સારૂં દીસેછે, એમાં છે સો શમશાયરે.
કપાળે કંઇ કલચડી જો, દુખથી આવેલી હોય,
મધૂ સાગરની મોજ તેને, જાણી સંદેહ કરે નહીંકોયરે.
આંખો તની રોઇ ધોઇને, ગએલી હતીઓ ફુટ.
તો તેમાં જાણે ભરી દીધા, મોતી હોય ફૂટા ફૂટરે;
દુખના તાવથી તમતમાએલ, તેના નાજુક ગાલ.
જેમ રંગ ગુલલાલા તણો, હોય સુર્ય ઢળકતે કાળરે;

ગળો પેરણુનો છાતીએ જો, ઊઘડી પડયો હોય મનમાન;
આનંદકારી હોંશ નીશાનું, તેને વાણું સમજે સુજ્ઞાનરે.
નિર્બળ ચેહેરો ફીકો હોયને, હોઠ હોય જો હાય.
નખરા વીનાનું એ પણ નથી, જેમ ચંદ્રણીને ટાઢી હવાયરે.

ooOoo

## પ્રકરણ ૧૮

ખદરેમુનીરની બેનઝીરના વીયોગે વ્યાકુળતા વીશે
અને નજમુનનીસાના દીલાસા વીશે.

ગરબી.

શેઠ સગાળસા સાધુને સેવે વાણીઓ પાળે વરત. એ દેશી
સર્વોતમ મધુપા, કામણુ ગારીરે;
વીયોગી ફંદે ફંસી, તે કામણુગારીરે.
તે રૂપ રૂપાળું ને તેનવું જોબન, ને તેપર એ દુઃખ થાય;
ફેરછે ફેરછે ફેરછે ફેરરે, દુઃખ દાખ્યું ન જાય.
જયાં જયાં તે બેસે હાય કરે, ને નખરીપર બાના ધરાય;
આંસુના રૂપે રૂદર રૂએ, ને કોઇ જુએ તો ધોવાય.
દાસીઓને વાત વાતે ઉડાડે, ને એકલડી વનમાં જાય;
તે ઘટ ઘટામાં કે જ્યાંથી તે નીરાપત સંધ્યાએ કરનો નીપ્રાય
એ પણ ત્યાંહાંપોહોર દીનથી આવીને, નીત્યકરતી એહ કામ;
સંધ્યાકાળ સુધી ભયભીત બેસી, તે છાંયામાં કરતી મુકામ.
તે ચંદ્રમાં મુદલ નજરે ન આવ્યો ને વીતી ગયો એક માસ.
રંગ અહીં તેનો ઘટવારે લાગ્યો તે મુકી જીવવાની આશ;

સાહી થઇને કાળજું તેનું પાંપણે ગયું વેહેંચાઇ.
નીર્જળ પ્રાણે તાવ રહેવારે લાગ્યોને ખાન પાનમાં ઓછાઇ;
પ્રીતની પીડા પ્રગટીને ઘેલછાએ અબુધ બીજ.
વાપી દીધા તેના મગજ ક્ષેત્રે મનમાં જઇને રીઝ;
ખસવા લાગ્યું કુળ લજન અને વળી મરયાદાનું ધ્યાન.
ઇશકને અક્કલની વચ્ચે યુધમચ્યા નીદાન;
અબોલતા મનમાં શોર કરે ને નીર્બળતા દેખાડે જોર.
એ હાલ જોઇ તેની પ્રધાન પુત્રી કહે સુણ કાળજડાની કોર;
તું તો તે છે મારી પ્રાણ પ્યારી કે બીજાને દેતી સાન.
હવે તારૂં મન ક્યાંહ ભમી ગયું અરે મુરખ નાદાન;
કહેવત એછે નથી વાત ઘડેલી, સુણ મારી પ્રાણપવિત્ર,
પંથી થકી કોણ પ્રિત કરેછે'' જોગીછે કોના મીત્ર''
અરે ચાર દીન એ ચાહના કરેછે, મન મેળવી છેલીવાર
જુદી કરીદે સુદન ફરી લે, સંભારે નહીં કોઇ વાર;
ઘડીએ આભમાંને ઘડીએ આ ભોંએ જ્યાં બેસે ત્યાંનાછે એહ;
શીવાતે તું ભુલી ભમેછે, શું તને થયું તે કેહ;
શુણજે કોઇ મરે આપણી ઉપર પ્રથમ મન કરે બળીદાન;
આપ ઉપર જો મોહીત ન થાય તેની પરવા કરે નાદાન;
પરીની સાથે તે આનંદી હશે, અમથીખુએછે જીવહાય;
તમારી પ્રીતી મનમા ઠસી હોયતો અદાપી નજરે નઆય.
કહેવા લાગી ત્યારે બદરે મુનીર કે સાંભળ મારી પ્રધાન;
કોઇનું ખોટું તેની પુઠે ન બોલો ઇશ્વરને છે સહુ સાન;

તે પોતે છે સારા સ્વભાવવાળો પણ દઈવ જાણે બન્યુ કાંય,
કેદ થયો કે આવવા ન પામ્યો, દીન એટલા વહીજાય,
હમણાં સુધી તે આવ્યો નથી મને એની રહેછે ચીંતાય;
પરીએ સુણી હશે વાત અહીંની ને બાંધ્યો હશે જાળ માંય
કેદે તેને નાખી દીધો હશે, ખરે ધુસ્સે બડાઇમાં આઇ;
અલતાઇ પર્વતમાં ફેંકી દીધો હશે પ્રસ્તાનથી નીકળાઇ.
કોઇ દઇતનામોં નાખ્યો હશે હાય સુણુ સખી સુજ્ઞાન.
વીયોગના દુઃખ સર્વ સહીશ, મારાજીવતો રહે જીવજાન;
દિલના વિચારો સંભળાવી દૈને રોવા લાગી તે બામ,
મોતીના આંસુ પરોવાતે લાગી કામણગારી કામ;
હાથ પગ બાંધી છત્ર પલંગે તેહ પડી બેહાલ
મસ્તકને મોં સંતાડી દઇને ઝુરવાલાગી તે કાળ.

—※—

## પ્રકરણ ૧૯

કુવામાં બદરેમુનીર બેનઝીરને પડેલો સ્વપ્નામાં
જુએ છે અને તેને શોધવાને નજમુનનીસા
જોગણ થઇને નીકળે છે.

રાગ ગજલઆરૂનો.

જમશેદી મને જામમાં પ્યારી પા મધુપાન,
સંતાએલા પ્યારાની હું વાત કરૂંછું ગાનરે હું વાત
કરૂંછું ગાન;
કર્મ કોઇના કાર્મી ને સુંદરછે કોઇ કાળ;

છેવટ આ સંસારછે કંઇ સ્વપ્નાની જંજાળ.
દૈત બનાવે તેહને કંઇ સ્વપ્નાનું દેખાડયું એક,
સત્રુ પણ એ હાલને કંઇ જો જો નહીં છેક;
પલક લાગી તેની આંખ તો ત્યારે શું રે જુએછે તેહ;
જંજાળની એક જાળમાં તેનો ફંસાઇ ગયોછે દેહ.
શું રે જુએ છે કે વન છે એક ગંભીરને વીશાળ,
રુસ્તમ જેવા દઇતને પણ નિશ્ચે પડે તેમાં ફાળ;
નથી માણસને ત્યાં વળી નથી કાંઇ હેવાન,
હથેળી સરખો એકછે ત્યાં મોટો ઘણો મેદાન.
પણ તેની અધવચમાં ત્યાં કુવોછે એક ગંભીર;
નિસાસાનું તેહમાંથી ધુમાડુ ઊઠેછે સ્થીર;
કુવાનું મોં બંધછે ને તેપર એક શીલાય,
લાખો મણના બોજની તે તો કમે ન ઉથલાય.
બદરેમુનીર બદરેમુનીર એવો ત્યાંથી આવેછે અવાજ,
તારી પ્રિતીના કુપમાં હું પડયોછું તારાજ;
વિસારી નથી તુજને ઓ મારી જીવનજાન,
કઠણ આવી કેદમાં પણ મુજનેછે તારૂં ધ્યાન.
આવી કઠણ કેદમાં મને તારીછે કલ્પનાગ,
માત્ર તારા મિલાપની મને એકજછે આશાય;
સુરત જો તું તાહરી મને દેખાડી દે હીંઆય
તો આ દુઃખની કેદથી તાહરો આશક છુટો થાય.
મરવાથી મને મોહનારે નથીરે કાંઇ બીક,

ચિંતા એ છે કે તુજને મારી ખબર ન પોહોંચે ઠીક;
આ વેળા જો આપના મને દર્શન દુર્લભ થાય,
તુજ આગળ જો હું મરૂં તો જીવું છું એમ મનાય.
પણ કાચા છે મારા તો એ સઘળા વીચાર,
મૃત્ય વીના મળવું તુજથકી એ વિચાર નિરાધાર;
પરોણો છું થોડાક કાળનો હું નીશ્ચે આજ કે કાલ,
એજ આશાના કૂપમાં મારો થઇ જાશે મૃત્યકાળ
સ્વપનંતર એ સો સુણીને ચ હેકે બદરેમુનીર,
વાત કરૂં કે એટલે આંખ ઊઘડી ગઈ અધીર;
નિદ્રાનો થયો નાશને ફરી આવ્યો જાગૃત કાલ,
આંખે આંસુ સંચર્યા ને ધોવાયા બેઉ ગાલ.
કુવો તે જોયો નહીં ને દીઠા નહીં તે પ્રાણ,
કાન ફરી તે શબ્દથી કરી શકયા નહીં ઓળખાણ;
પોતાના યુસુફના એ સુણીને સુંદર શબ્દ,
બાવરીબની વ્યાકુળ થઇને ઉઠી બેઠી સતબ્ધ.
કહ્યું નહીં તેણે કાઇને નીજ અંતરનો એ ભેદ,
મળસકાના ચંદ્રમાસમાં ચેહેરો થયો સપેદ;
આંસું સંચરી મોંપર આવ્યાંને ઘડી ઘડીએ ખેદાય,
ચંદણીમાં જેમ તારાઓના ઢગલા છુટી છુટી જાય.
પીલાઇને ચેહેરો તેનો પીળો બન્યો ત્યાર,
દુઃખ અને નિરાશા હતી તે પગથી મસ્તક સાર;
ગુપત નીસાસા સમાન તે ઘટવા લાગી અધિક

મોં ઉપર જેમ હવૈઓ ઉડે તેમ તેહ બની ગઇ ફીક.
ચંપકવર્ણી ગાત્રીથી તેને દાડમ રહેરે લજાઇ,
ભડકા તેહથી નીકળે એમ તેહ ગઇ અંબળાઇ;
હાય! તેના નિસાસાથી ઞો સુરતો બળી થઇ ખાખ,
જેમ માટીની મુર્તીઓ હોય તેમ થઇઓ તે રાખ.
સંતાડયું તેણે ઘણું પણ કેમ કરી સંતાય,
આગની વિંટળો લુગડે તો વસ્ત્ર બળી કેમ ન જાય;
કોઇને કોઇથી પ્રીત હોય કે કોઇને કાંઇ માયાય,
વિના કહે વિના સાંભળે તેમાં વધું વ્યાપેલાય.
સખીઓ જે તેની કને હતી જી બુદ્ધીવાળી અપાર;
એક દીને સનમુખે બેસાડીદે તેણે કહ્યાં સ્વપ્નસમાચાર;
આંખો સુજાડી રોઇ રોઇને કહ્યો સ્વપ્ન હેવાલ,
દુઃખ રૂપી પોથી વાંચીને તેણે ઞોને કરી પામાલ.
નજમુનનીસાએ જય સાંભળાં એ સ્વપ્નાની વારતાય,
વ્યાકુળ થૈ અચંબિત બની ને મન તેનું અકળાય;
કહેવા લાગી તેહ કે એમ આંસુંડાં ના ઢાળ,
તુજ કાજે હવે હું સહુંછું દુઃખ ઘણું વિકાળ.
જંગલ જંગલ નીસરૂંછું શોધ કરવાને કાજ,
મળી જશે તો લાવીને તારા મંનની ઓલાવીશ દાઝ;
જીવતી રહીને જો રહ્યો મારા શરીરમાં એ શ્વાસ;
તો ફરીને અહીંઆં આવી તારા ચર્ણ જોવાની આસ;
જો મરી ગઇ તો જાણજે તું ઓ મારી જીવજાન,

હોમ હવનમાં માહરૂં જાણે તે આપ્યું બળીદાન;
શાહઝાદી તવ એ કહે કે સુણો એ મારી બેન,
વાહલી મારી તુજ વીના મારા સઘળા ઊજડશે ચેન;
નીર્ચીંતીત ચિત તાહરોછે તું કેમ ખુએ પ્રાણ,
તે પરીછે તું છે માણસ કેમ મળશે એંધાણ;
કેમ કરી તું પોહોંચસે ત્યાં સાંભળ મારી મિત્ર,
મુજને તું તારા હાથથી કેમ મુકી દેછે ખુદી ચીજ.
એકજ તારો આશરો મને આપેછે જીવ ઊગાર,
તાહરાથી દુઃખ માહરૂં મને રેહેતું નથી લગાર;
નહીં તો રોકૈં રોકૈ ને હું ખોઇશ મારો દેહ,
મીઠી માહારી સજની કેમ લેછે તું છેહ.
કહ્યું તેણે શું કરૂં હવે સુખ થશે કી પેર,
આપણે માથે આવીને આ ઓચીંતો પડયો કેર;
તારી પ્રીતની રીતને હું સમજી નોહોતી ઠીક,
તારા દુઃખથી હે સખી મને ઊપજેછે ઘણી બીક;
તુજને આવી રીતથી મને જોવું ન ઘટે યાર;
તારા દુઃખની ચીંતાએ હું થઇછું ઘણી લાચાર;
એહ કહી તેણે રોઇ રોઇ ઉતાર્યો સણગાર,
પેશવાજ મોઘા મુલની હતી તેના કર્યા તાર.
ભાગી ગએલા ગુલાબ સમ તેણે કંઠાને કરીને ખાક;
અહીં તહીં નાખી દીધો તેનું મન બળી થયું ખાખ;
ફરી તેને આવી ગયારે, જયારે સાનને ભાન;

ભભવો ભેખ અંગે ધરી, તે જોગણ બની રૂપવાન.
સેલી પેહેરીને ગેરવો, તેણે ઓઢીઓ લીધો ખેસ;
વનમાં ચાલીતે વનીતા કરી, જોગણનો જુદોજ વેશ.
બાળીને મોતી ઘણા, ને બનાવી તેની રક્ષ;
અંગે ભભુત રમાવીને, કંઇ જોગપર આપ્યું લક્ષ.
ધાબેરો જર કસી પેહેરીને, ઢાંક્યું શરીર સ્વચ્છ;
કફની દોપટા ધરી તેણે, છાતી બાંધી અધવચ.
કીમતી કુંડળ લીલમી, તેણે લટકાવ્યા કાનમાંય;
બીલુંરે ફુલ જેમ વાડીએરે, લેરે અતી શોભાય.
વાળ ગળે નાખી દઇને, વીખેર્યું માથું સાર;
જવાહીરની ઇંઢાણી લઇચાલી, જેમ સુંગુલ ઝળકે અપાર.
ખાંધે વાળીને વાળીનેરે, મુકી દીધી લટ;
અસ્ત્રની જાણે લુગામ ને, કોઇ મરડી દે ઝટપટ.
દુઃખ રૂપી દારૂથકી આંખો, કરીને રાતી ચોળ;
આંખે લોહી દીલ તણું, લાવીને મુક્યું ઝકઝોલ.
લીલમની સમૃણ હાથે ગ્રહીને, ખાંધે લઇ વેણુ તે કાળ;
મનકા મણુકા ફેરવતી, તે ચાલી કૃપા કાળ.
ચાલ દેખાડે હરી ફરીને, તે જોગણ બની ભુપાળ;
અંતરે અફની વ્યાપેલી, તેથી મોંઢે ઊડાડે રા
દર્પણ મુખીના રૂપનું, કહો કેમ કરું વાર્ણન;
રક્ષા ચળકે દેહપર, કાંજે તેની તળે તેનું તન.
રૂપને કોઈ શી રીતે કહો. કરી શકે મંદ એકંદ્ર;

મુખ ઉછાળેલાખો મણુ, કંઇ ઢંકાઇ જાયછે ચંદ્ર.
સંતાડવાને તેહણે તો, જે જે રે કર્યા સ્વાંગ;
પ્રકાશીત રૂપ થયું તેહનું, અંગ ઉમંગની સંગ.
મોતીની તેની સેલીઓ ને, તેપર તન ચળકાટ;
કાળી રાતે આકાશ ગંગા, જેમ મારે ઝળકાટ.
જરનું કુંડળ મસ્તકે તો, જોતાં એમ જણાય;
બનેટી લઇને રાતમાં કોઇ, તમાશો બતલાય.
દુન્યાના આ સરૂપને તેની, પસંદ પડી આનબાન;
તે રજની ઉપર દીનને, તેણે કરી દીધો કુરબાન.
દિલના પંચાંગે કરી કોઇ, હિસાબ ગણે એ જ્યાર;
કહે કે કન્યાં રાસમાં આજ, સુર્યનો થયો પરસાર.
શ્યામઘટા અને વિજળી એ, બન્યા હશે જો જરૂર;
તો પાલવ આશકતણાં થશે, આંસુથી ભરપુર.
બીલગી કુંડળા કાનપર, તેને શોભા આપે એમ;
રક્ષા ભરેલા શરીરપર, હોય રૂપ લોહ્ જેમ.
બીલમને ગુલાબના, કંઇ જોઇને ઊડ્યા હોશ;
બેઉ કાન છેદાઇને તેના, દાસ બન્યાં ધરી હોંશ.
સ્વરછતા જોઇ કાનની, લપબીલમને લાગી આમ;
આબરૂ વધારી આપની, જઇ કાને સાર્યું કામ.
માળા તેની મોતી તણી, ને બીલમનો તે હાર;
ગુલાબને નસતરનનો, જેમ બગીચામાં બહાર.
ગુલાબી તેનો અવિવેકી, આંખોનોરે રંગ;

લાવી લાવી લાલાતણા, જેમાં રંગ ભરેલ ઊમંગ.
રાતા રંગનો તીલક તેનો, માથે ચળકે એમ;
ગુર ઉપર માણેકની જેમ, છાયા જણાય ઉતેમ.
ઠાઠ તેના આ રૂપના કદી, જુએ આશક કોય;
આંખોથી ઓહોનીશે, લોહી તે તો રોય.
વેણુ તેનાં ખાંધા ઉપર, એમ સુખકારી દેખાય;
જેમ નિસામાં ચકચુર છાકેલ, શીસો લઇને જાય.
પ્રીતિરૂપી શેહેરમાં તે, મોંધી હતી વેણુ;
મોજ મજાની બેહંગી હતી, નોહોતી તે વેણુ સુખ દેણુ.
ખાંધે વેણુ મુકી લઇને, ચાલે તે એ ચાલ;
ગંગાજળ કોઈ લાવેછે જેમ, તે તો ચાલે મતવાલ.
નીલ નદી હતો સ્વર તેનો, હિંદુરાગની માળ;
જેમ નદીમાં નીર ઘણેરૂં, તેમ તેમાં રાગ વિશાળ.
લોકમાત્ર તેના રૂપની ઊપર, મોહી ગયા નહીં છેક;
જોગ પણું તેનો જોગ જોઇ, ગોહયો એવી તે નેક.
આવી રીતથી તેણે જયારે, ભેખ ધાર્યો સુચિત્ર;
પટપટે માથું ફોડવ ત્યાં તો, લાગીઓ તેની મિત્ર.
એવી રીતે તેહનો હવે, ત્યાંથી થઈ જવ વિદાય;
બે ધણીઆણીની આંખથી, વહી આંસુ સમુદ્રો જાય.
દુઃખી બેઊ વાદળાં ત્યાં, રોઇને મળ્યા એમ;
આપણુથી બાધર મહીનો, ભેગો મળ્યોછે જેમ.
એ સુધી તેમની રડયા રાડના, ત્યાં બંધ ગયા તાર;

વહયા ફુટીને ત્યાંહ સહુ, દિવાળોાને દ્વાર છે ત્યાર.
જોગણની આસપાસ જે હતાં, ઉભેલ રત્ન અમુલ;
શોધને એવા બની ગયા જેમ, ઓસે ભીજાએલ ફુલ.
કોઇએ જ્યારે જોયો નહી તેમાં, કોઇનો અધિકાર;
કહ્યું ઇશ્વરને સોંપી તુજને, લે છે હવે તું સીધાર.
પુંઠ દખાડી જેમ તેં ફરી, મેં અમને દખાડ;
મોજ મજાના મોહોલમાં હવે, પુરી થઇ રોયા રાડ.
કોઇએ કહ્યું મને ભુલશો નહીં, કોઇ બોલી ઓ મિત્ર;
સોંપી તને જગદીશને, તે ઊગારે તુજને પવિત્ર.
તે બોલી કે ઠીકછે બેહેની, હું જાણું છું આજ;
મળેછે તો લઇ આવું છું, આપણા સુખનો તાજ.
તમને પણ પ્રમેશને હું, સોંપું છું મુજ પ્રાણ;
બોલ્યું ચાલ્યું ક્ષમ્ય કરો, મારા સુખ તણા રેહેઠાણ.
રડતાં મુકીને એમ ચાલી, તે મુકીને ઘરબાર;
સુદ્ધબુદ્ધ વારની લીધી નહીં, છે તેણે જોયોની મંગળવાર.
શેહેરથી તે નિકળી ને, ફરે જંગલ ગંભીર;
તન મનના કકડા થયા, ધુળ જામી તેને શરીર.
કોઇ મળે એવો મુજને કે, જેથી બને એ કામ;
તેહ ભામનો નાથ કામ મળે, પાર પડે મુજ હામ.
જ્યાં બેસીને વેણુ વગાડે ત્યાં, ઝીની આવે છીંકાર;
રાગ તેનો શ્રવણ કરવાને, એવા દુર મુકી ઘરબાર.
તેહ જોગણ જે આસને વગાડે, ત્યાં જોગીઆનો ··

કુંજો ત્યાં ધુણી રમાવી બેસે, ત્યાં ગણી નીજ ધન ભાગ.
વેણુ તેની શ્રવણ કરે ત્યાં, પવન ઘણો આધુર;
વૃક્ષો મોજમાં આવીને, પવનથી નાચે ધે ધે પુર.
શબ્દ રૂપી ફુલ ત્યાં જયારે, વેણુથી ખરતાં હજાર;
જંગલ છે પાલવ પાથરી, તેને ખોળામાં લેતો સાર.
ગોળ આકારે કે ઝુંડ મળીને, તેની આસનેપાસ;
રાગ તેનો સ્થીરે સુણે, પુરી પાડે સૌની આસ.

દોહરો.

વગાડતી જ્યાં બની ઠની, વાલી વનીતા વેણુ;
ધાસ ચાસ અતી આશથી, સુણતા લેવા ચેન.

ચોપાઈ ત્રણતાળની.

નજર જે પડતી જુટી જડી,
હરેક આતુરતામાં ઊભીતી અડી;
કદી આવો ન જોએલ તમાશાય,
અહીં સુધી કે રસ્તાના પગલાય.
સુણતા હતા લક્ષ દઈને ત્યાંય,
તેના શબ્દનો સુણી મહાતમાય;
દબો પર્વત નાદ નિકળે ત્યાંય,
પાંણીજ વેહેણુ સુણી નવ વહે.
કુપ મનમાં પરપોટ થયા સ્નેહે.
ઝરાનીજ આંખમાં રહેની પાંણી;
વસ્ત્ર કાડી વહે દર્યા સુણી વાણી,

જુલ પુસ્રોની થઇ એમ ધૂમાધૂમ.
પડતી હતી ડાળીથી ઝુમા ઝુમ,
અથંખાનો હતો એ મુકામ;
જીભનું હાથથી નિકળતું કામ,
ભમન કરતી ફરતીતી તે જંગલ.
વસાવતી જંગલમાં મંગળ,
જાદૂ ઠામ ઠામ તેને શરણે;
સમા બંધાએલા તેના ચરણે.

દોહરો.

પવનની પેઠ રાત દિન, તે ફરતી દિલદાર;
એપ્રકારે ઘુમીને, વનમાં કરતી પ્રસાર.

—o0o—

## પ્રકરણ ૨૦.

જોગણુ ઊપર ફીરોજશાહ જીનના બાદશાનો
કુમાર આશક થાયછે.

રાગ.

મારા મહીઝળકાય બીજેછે, નયરંગ ચુંદડીરે;
ક્યાંછેતૂંઓ ગઘુમાલતી, તને નથી ચિંતાય.
જંગલથી મન કાંટા બની, છેક વ્યાકુળ થાય. ટેક,
કોઇ ફુલથી મધૂપારે, વાર કરીશ ની સમાર;
પોહોચ્યું છું સાર રૂપી શેહેરમાં, મને થાય ની વાર.
કાદ પાજે તે મુજનેરે, જેમ તને કપટ

જીવવાની જેથી રોગીને, લંભ આશા બંધાય.
કરતારના કારણ જુઓરે, તેને હાથેછે તમામ;
શું શું મુકયું છે તેના કૃત્યમાં ગણતાં, ન ગણાય નામ.
સપેદ શ્યામ તેના હાથછેરે, તેણે કર્યો ઓહાનીશ.
સુખ દુઃખછે ભેગાં ભોંયપર, કંઇ સુખવાંણું દુખ નીશ.
દોરંગી દુન્યા દખાયછેરે, છાંયાને વળી નુર;
એ જુકતીછે જગદીશની, મહીમાથી ભરપુર.
ભોગ જોગે સોહામણોરે, હતો જંગલ એક ત્યાંય;
રાતેતેનો ત્યાં ઉતારો થયો, ખિલ્યો પુનમ ચંદ્ર માય.
ચોતરફ ચાદરો નુરનીરે, પાથરેલી ત્યાંય;
એજ ચંદણી તેના મનને ગમે, ત્યાં ઉતરી તે પ્રિયપાય.
મૃગ છાલો એક પાથરીરે, વેણ લઇને તે પ્રાણ;
નખરે ત્યાં બેસી ગઇ, તે ચતુરસ જાણ.
બેઉ ઢીંચણ ટેકી દઇને, બેઠી શુક કપાળ;
અકાણા વગાડે મોજથી, હાથ પગે લઇ તાળ.

દોહરો.

કેદારો વગાડતા, ત્યાં તેના એમ હાથ;
ચંદ્રમા ડફણા લઇ, કરતો એનો સાથ.

ચોપાઈ ત્રણ તાળની.

એમ બંધાયો તેનો ક્માય,
પવન નાચી રહી ત્યાંય;
ચંદ્ર પ્રકાશ વન સુન સાન;

ઘાળો ચારે તરફ મેદાન.
મોળો મેદાન ચળકતી રેત,
ઉગેલ નૂરથી ઇંદૂ તારા ખેત;
વૃક્ષ પાન રહ્યાતા ઝળકી,
કાંટા સઘળા રહ્યાતા ચળકી.
વૃક્ષપાનથી ઇંદુ દર્શન પૂર,
જેમ ચાલણીથી છણે પડે નૂર;
અથવા એમકે જોગણનું મેં જોઇ,
ચંદણીનું દીલ કકડે ગયું મોહી.
છાંયાને પ્રકાશ ગયા મળી,
વેણુ સુણી હાથે દીલ ગયું ઢળી;
સ્વર્ગ સુંદ્રીની છબી ભલી લાગી,
દીલ પર છાંયાએ પસંદ કરી માગી.
તે સાથે એમ હવા બંધાઇ અમૂલ,
વસેરાની જાનવરે કરી ભૂલ;
ઝાડે ઝપટે આનંદી હવાય,
બેભાનથેને બોલે વાહ વાય.

દોહરો.

બેશુધ થેને ચંદણી, પડેલ ચારે પાસ;
ફદારો એમ વાગતો, ત્યાં તો પૂરણ આસ.
એંતો એ સપનને એ વાત,
તે પર બિના એક બની ખરેખ-

એક પરી પુત્ર કહેવાણી મન્ન,
જીનના રાજા તાણું એ તન્ન.
બહુ ફુટડો ને રૂપ નિદાન,
વીશ એકવીશ વર્શનો મનમાન;
પવને ઉડાડી પાટ આસન,
કોઇ ગગ જતો હતો રાજાયા તન.
ચંદણીની શેલ કરંતો તે જાય,
તેને લોક કહેતા ફીરોજશાય;
વેણુ સબદ સુણી ઓચીંતાય,
તખ્ત લાવી ઉતાર્યું ત્યાંય.
દીઠી જોગણુ એક અતી રૂપવાન,
આકારી આંખે ન દીએ સમાન;
સમજ્યો બનાવટી છે એ કંઇ વેશ,
પુછ્યો જોગીજી લો આદેશ.
તમ ઉપર પડ્યો શો વિજોગ,
કોના કારણે લીધો એ જોગ;
કયાંથી આવ્યા ને ક્યાં તમે જાશો,
દયાળુ કંઇ અમપર થાશો.
સમજી મન તેનું આવ્યું મુજ ઉપર,
કેમકે દિલની રાખે છે દિલ ખબર;
પાસ ચાસ છે પ્રિતને, રૂપ ખરી છે બાય,
ત્ર ઇશક વચ્ચે, સદા એ શત્રુતાઇ.

પણ રાગ ખરીછે હવાય,
બહુ ગમ આગની જેહ ભડકાય;
જોગણ બોલી હરબોલહર,
જહાંસે આયા ચલા જા ઉધર.
૧૯૭ પરીપુત્ર બોલ્યો ત્યાર,
બહુ ગરમ છો દીલદાર;
આવડા ખુખા ન થાઓ તું જબરા,
વેણ સુણીને ઉભો નહીં રહીશ.
બોલી ઉછરતી પુછરતીને કહો,
ફકીરોકો છેડા ન બેઠ રહો;
બેએ કરડધ્યા એમાં ખઘ જ્યારે,
ઓ મજા એ બેઉ મર્યા ઠાર.
સનમુખે આવી બેઠા તે જ્યાર,
રહ્યો ઠાર તે બેતરે ત્યાર;
કદી રૂપપર કદી વેણ ઊપર,
લક્ષ ભરપુર તે બીની ચાતુરાપર.
તન મનની રહીની સુદ,
પગલા સમ તે બન્યો બેસુદ;
દુઃખમાં કેદી હતું જોગણ શરીર,
તેના દુઃખમાં પડ્યો એ ફકીર.
રસ્તાને ઘરની સુધ રહી નહી,
[illegible] બોલે જો ભાન આવે "

દોહરો.

વાંણુ વાયું ત્યાં સુધી, વગાડતી રહીવેણુ,
એરડતો રહ્યો સનમુખે, નીર ભરેલે નેણ;
ગાન તાનપર આનંદ ત્યાં હજાર,
અહીં આંસુના બંધાએલ તાર.
ખાંધે મુકી તેણે જવવેણુ,
અળસાઇ ઉઠી ઇંદુ મુખ મૃગ નેણ;
પરી પુત્રે પકડયો તેનો હાથ,
તખતપર બેસાડી દીધી સાથ.
ભાંગી આકાશે લઇ ગયો તહીં,
ઘણું તે બોલી નહીંરે નહીં;
માન્યું નહીં ને ઉડાડી એક આને,
લાવી બેસાડી પરસ્તાને.
ખુશ ખબર લઇ ગયો પીતા પાસ,
કે એ અરજ રાખેછે દાસ;
એ જોગણ જેછે રૂપવંત માલ,
વેણુ એની સુણોને ખ્યાલ.
એથી આનંદ અતી ઊર થાશે,
વેણુથી વ્યાધીઓ સૌ ઉડી જાશે;
બોલ્યો ઠીક કહેછે તું ભાઇ,
રાગે મન મારૂં નીત્ય રહે સુખાઇ.

જોગીજી આવો બેઠા ઘર,

પગલે પ્રકાશીત કરો મુજ ઘર;
ભાગ પીત ને પુત્રના, ઊઘડી ગયા અપાર;
ચર્ણ કમળ આમ મસ્તકે, આપના આવ્યા જ્યાર.
માન દઇ તેને ઘણું, કરીને આદર માન,
રૂપરૂછ પવિતર તેહને, રહેવા દીધું મકાન;



## પ્રકર્ણ ૨૧.

### ફીરોઝ શાહ સભા સમારે છે ને જોગણને પધરાવે છે.

#### દોહરો.

પામને પ્યાલો પ્રીતપુર, કામણગારી કામ;
કેમકે મોજ મીષ્ટાંતમાં, દીવસ થયો તમામ.
એ જોગણ વૈરાગણી, બેઠી હૂતી એમ,
કે એટલે જોગણ બનીને, રજની આવી તેમ.

#### ચોપાઈ ત્રણ તાલની.

ભભૂત મુખ ઉપર રમાવી,
ધુંદૂ ધુંઢાણી લઇ નિકળી આવી;
મનની બળતરા દેખાડતી દૂર,
રાળ ઉડાડે તેનીજ નૂર.
કંઠ દીપાવી તારાની માળ;
પોહોંચી પરસ્તાનમાં હાલ હાલ;
સભા શોભા દે નીરા ભલી,

લાજે તેના પડદે સંતાયો રોજ.
સભા શણગારી પરસ્તાને,
જેના વખાણ તેને બોલાવી તુર્તાને;
સુંદર રૂપાળી હતી તે જોગેણ,
સભામાં લઇને આવી નીજવેણ.
માન ઘણેરા કરી તેને બોલાવી,
ઘણો આદરમાન દઇને પધરાવી;
કહ્યું અમે આતુર છીએ કંઇ ગાઓ,
વેણુના શબ્દ કેટલાક સંભળાઓ.
કહ્યું વગાડવું નથી મારૂં કામ,
હરેક પ્રકારે લઇએ હર હર નામ.

દોહરો.

ભલા માણસ અમે ભલામણે, કાપર છીએ ફકીર.
પણ શું કરીએ દેદ થૈ આવ્યા છીએ અધીર.

કહ્યું જોગીજી એ શીછે વાત,
કૃપા અમ પર છે દિન રાત;
મરછા હોયતો તસદી ધરીએ.
નહીં તો જેમ રાજી હો તેમ કરીએ,
કહ્યું એવી રીતે જો તમે કહેશો;
સેવા કરે મેવા માનછીત લેશો.
એમ કહી વેણુ પાંપે મુકી,
* દીવાલ દ્વાર ગયા હોશ ચુકી;

નજર આવે જે રહ્યું હોશ ખોઇ.
જેને આંખે જણાય રહ્યા ત્યાં રોઇ,
સજ્જનોના મન ગયા ઓગળાઇ;
આંસૂ દીપક સમ આવ્યા શંચરાઇ.

દોહરો.

વેણુ ઉપર એમ આંગળી, તેની ચાલુ થાય;
કે જેમ હાથો હાથથી, દીલ પણ જાય વીદાય.

ગતીત દોડતો કર્યો જાન,
રોવરાવી દીધા જીવનસાન,
તેની ઉપર થયો તારાજ,
તેનો આશક ફીરોજ મહારાજ;
કદી સનમુખે આવી નીહાળે
કદી સંતાઇને તેને ભાળે.
કદી થંભને ઓઠ આવે.
ઊભો રોઇરોઇ જુએ ભલે ભાવે;
એં તેંથી કદી આવેને જાય,
તેના મુખડાની લેતો બળાય;
તેની ફુટડાઇ જોઇ ફીરોજ થાય,
જીવ જાનથી પળ પળે કરે હાય.
કાઇથી જોગણના વખાણ જો થાય,
અદેખો થ કહે તુજ હસ્ત શું આય.
એ સભાએ વર્ણન શું ધરૂંજ;

મન એ કહે કે દેખ્યા કરૂં જ;
પેહેલ વેહેલા વાગી ત્યાં એવાં વેણ.
એશુદ્ધ થયા જે હતા પરવેણ,
પખાણી પરી પત્રના બાપે;
કહ્યું જોગીજી દયા કરી આપે.

દોહરો.

એમ હરેક નીશે આપજો, કૃપાળુ રહો ઠીક;
સભા અમારી સર્વગથી, સરસ બને આધીક.

અમને રીઝવવું પ્રથમ પ્રમાણો,
અમને ચાકર આપણા જાણો;
આ ઘરબાર છે આપના તમામ.
અમે આજથી તમારા ગુલામ,
પ્રૌઢતા માહાત્વ મુકી દીજીએ;
જે જે જોઇએ તે તે લીજીએ.
તે કહે શો મતલબ છે અમને,
ઘર તમારૂં ખુશ કારી તમને;
કયાં તમો કયાં અમોને એ સાથ,
વાત સઘળી એ અનજળ હાથ;
એમ કહી ઉઠી જોગણ તે ચાલી,
ઊતારે આવી તે મતવાલી.
ત્યાં રહે ઓહો નીરા ખચીત,
મનમાં કંઇ સમજીને તે વનીત;

કહે જિવથી કે સુણ એ પ્રાણ;
ગભરાઈશ નહીં દિલમાં સુજાણ.
જોઉંછું કે શું સરજનહાર,
જાહેરાંતમાં ગુપત રાખે સાર;
પણ નીયમ કરયો તેણે ત્યાંય,
પરી શાહની સેવામાં નિત જાય.
પોહોર રહી રજની સુધી, હંસી રમે રંગ રાગ;
સાકર હરેક શબ્દમાં, ઘે જો તે દુન્યા ત્યાગ.
વગાડી સાઊના ગન રીઝાય,
પોહોર વાગે ઉતારે પાગ;
શું કહું હકીકત ફીરોઝશાય,
દીન દીન પ્રકૃતી ભુંડી થાય.
દુન્યાને ધર્મનું નહીં તેને ભાન,
સાંજ સવારે તેને તેનું ધ્યાન;
તે દીપકની ફરે આસપાસ,
પતંગ પેઠ ધુમે તે પુરી આસ.
દીનરાત જુઠા જણાવીને કામ;
વેળા ગાળે ત્યાં તે તમામ;
એમ રાત દીવસ તે નીત ગાળે,
વેણ સુણી આંસુડાં ઢાળે.
જોગણ પણ સો સો કરી નખરાય;
દરેક તાને તેને લેતી લોભાય;

પણ જો રૂપ માંગણીની જુએ હોંશ,
તો આશક પર કોપેને કરે રોશ.
ઘડીએ રીઝવે ઘડીએ કરે ઉદાસ,
ઘડીમાં દુર ઘડીમાં બેસે પાસ;
અડદે પડદે તે કરે, કોઇ પ્રકારે ખ્યાલ;
દીવાનો કરી કાઢતી, ને વાતે ટાળમ ટાળ.
વાંકી કટાક્ષે કદી ઘાયલ કરતી,
મીઠી વાતે ઘડીએ મન હરતી;
કદી કરડી નજરે તેને મારે,
કદી પ્યારો કહીને પોકારે.
ઘડીએ હંસીને જોઇ કરે ખુશ,
ઘડીએ દુખી બની કરે નાખુશ.
કદી દર્શન દે કદી મોં છુપાય,
ઘડીએ મારે ઘડીએ જીવરાય;
વાળો મેં કદી મન લટકાતી,
કદી કેશ થકી ઝટકાતી.
ફરી આંખો થકી જો તે જોય,
પણ નજરોથી મનને તે મોહોય;
પરી પુત્ર પુર્ણ અજ્ઞાન,
મનુષ્યની શી જાણે એ સાન.
એમ કાળ ઘણો ગયો વીતી,
પ્રીતી તાવ સંતોષ રાખ્યો ખચીતી;

જોબન મોઢે નહીં ને નેણે નૂર,
થોડા દીનમાં દીલ થયું ચકચૂર.
દીલ ફરર થે આંખે વહી જાય,
કાળજું દેહ અંદર ઓગળી જાય.
દીલન પડદે પ્રાણને સાદ દીધો તવ એમ,
કે હવે ધીરજે આવશે અંતકાળની કેમ;
કહેવું હોય તો કહે દીલ હાલ,
સંકડાયછે એમ દીલ હાલ હવાલ.
ઠીક થવું હોય તો થાઓ કરૂર,
નહીંતો કાઇ સ્વાસે નીકળશો જરૂર.
રગડી રેહેશો પસ્તાવાના હાથ,
પડયો રેહેશો લજ્જા લઇ સાથ;
મન સંદેસો સુણી થઇ લાચાર,
આપ પણું દુર કર્યું તે વાર;
મુઇ મારી જો રહની આન.
કહ્યા વીન હવે રહેશે નહીં જાન,
એક દીન વાત એ મન ઠાણી.
બાતપર આવી ઉભો રહ્યો તેહ જાણી,
કોઇ ત્યારે નોહોતું તહીં અહીં;
એકલી જોગણને જોઇ તેણે તહીં.
એકલી તેને જોઇને, વ્યાકુળ થૈ તુર્તાન;
લાચાર થૈ પાએ પડયો, તન મન કરી કુરબાન.

ગરબી.

શીખ સાસુ દેછેરે વહુજી રહો ઢંગે એ રાગ.

એમ પગે પડયો જવ તેહ, હંશીને તે બોલીરે;
આજ ધારા વીરૂધ શો સ્નેહ, ડહાપણ રહ્યો ડોળીરે.
જે વાતોપર ન આવે ધ્યાન, તે તો તેં કીધાંરે;
આજ ખોઇને શુદ્ધને સાન, તેં એમ દેહ દીધીરે.
કોઇએ દીલ ભગવ્યું છે ઓ પ્યાર, તારૂં ઞઇ ઠામેરે;
અથવા મન તારૂં મોહી લીધુ, છે કોઈ ભલી ભામેરે.
મારા બેશી રહ્યાથી શું દુઃખ, તુજને થાયરે.
કે પરોણા ગતે ગયું સુખ, સાચું બતાયરે;
ત્યાગી આથી ન તું ગભરાયરે, ઓ દીલદારરે.
વારૂ જઇએ છીએ પરી રાય, થજો તુજ જે જે કારરે;
અમથી પોહોંચે છે તુજને ખેદ, રશીયા સુજાણરે.
કે પડી પડીને પાય બેદ, કાઢે છે પ્રાણરે;
રોઇ રોઇને કહે ફીરોઝશાય, ઘણું રે ઘણુંયરે.
એજ કહેશો તમે હાય હાય, કહું હું તો શુંયરે.
તારી સમજણે માર્યોછે ઠાર, ઓ નેણ રસીલીરે;
એ વાતોમાં નથી કંઇ સાર, કામ જશીલીરે.
ગુંચેલ પજવેલ ને શું વાર, દુઃખ દોછો હાય રે;
બળી ગઇ હોય જેની કાય, તેને ન બળાયરે.
મારા મનની થઇ ન તમને જાણ, ઓ મૃગાનેણીરે;
મન માટે રહ્યો હું કુરબાન, મારી સુખ ચેનીરે,

તમે પોતાના સરીખો મને, સમજતા રહ્યારે,
બાર હવે કોઇ શું કહે તને; તમે એવા થયારે.
તું છે બેદર્દને નિર્દયાય, નથી તારી જોડીરે;
તે બોલી વેહેલો થૈને જાતાય, મમતા તારી છોડીરે.
કેમ પાએ નમાવ્યું શીશ, ઓ મારા વાલારે;
તને જીવતો રાખે જગદીશ, ઓ મતવાલારે,

દોહરો.

પરીપુત્ર તવ બોલીયો, સાંભળને જીવ જાન;
ક્યાં સુધી મનના ભેદને, રાખું છાનામાન.

ચોપાઈ ત્રણતાળની.

વિયોગી ક્યાં સુધી રહું અદુલ,
દાસપણામાં મને કર કબુલ;
તેણે કહ્યું કે કરૂં એક રીતે,
વાત મારી સુણો એક ચીતે.
પુરી કરશે જો તું મારી આસ,
તો તુજ ઈચ્છીત થશે તુજ પાસ;
તે બોલ્યો વેહેલી કર અરજાય,
મુજથી થશે તે કરીશ સેવાય.
બોલી એછે કથા ધર ધ્યાન,
સિંહલદ્વીપે એક શેહેરછે મકાન;
તેનો રાજાછે મસઊદશાહ,
તેની કુંવરીછે એક ચંદમાય.

બદરેમુનીર દુન્યામાં તેનું નામ.
તેની સેવાનુંછે મારૂં કામ:
તેણે એકાંતે કરયોછે બાગ એક;
સ્વર્ગની આંખ તે દીપક છેક.
જુદી બાપથકી તે ત્યાં રહેતી,
સેહેલ કરતી આનંદો લેહેતી;
પ્રધાનપુત્રી હું નજમુનિનસાય,
તેની સાહેલીને પ્રાણ પ્રિયાય.

દોહરો.

બાળપણેથી સાથે રહી, જાણ્યું તેના ભેદ;
એક ઘડી જો અળગી રહું, તો તે પામે પુર્ણ ખેદ.

એક પળ તેથી જુદી ન થાઉં,
સોવરાવ્યા વિન સોઇ ન જાઉં;
કોઇ પ્રકારે દુઃખ નોહોતું ધ્યાને,
પળ પળ મોજમજા વધે આને.
એક દીન અચરતી બની ત્યાં વાત,
એક બાપડો આવ્યો એક રાત;
ક્યાં લગી વાત કહું છે દુર,
માણસ નોહોતો હતું તે નુર;
મારી માલિકનું આવ્યું તેપર મન,
તે હળીમળી ગયા બેઉ જન્ન.
પણ આશક હતી તે પર કોઇ પરી,

પ્રીતિમાં તેની તે પણ ભરી;
તેના તહીં આવવાની સુણી વાત,
પરા જાણે ક્યાં ફરક્યો ખરેખાત.
અથવા બંધીખાને નાખ્યો કાંઇ;
ઘણા દિનથી ખબર તેની નાહીં;
હું તેને શોધવા થઇ જોગેણ,
વેરાગણ થઇ વગાડું છું વેણ.
તમે પરીપુત્રછો સહુ એક,
શોધ તેની કરો જય છેક;
કદાચ તારી શોધથી, મળે જો મારો સાર;
દીલ મારૂં આબાદ થઇ, દુઃખ રેહે ની લગાર.
દીલ આબાદ થાય મનને આરામ,
તારૂં પણ કામમાં બને કામ;
તવ પરીપુત્રે કહ્યું હાથ લાઓ,
અંગુઠો દેખાડયો, બેહકી ન જાઓ.
બોલ્યો એજ કે ની ચંદ્રકપાળ,
હંસી હંસી બોલી નહીં ભુપાળ;
એ સુણી બોલાવાંને જીન લોક,
તાકીદ કહ્યું સૌને આ ટોક.
કહ્યું શોધ કરોને સહુ સાર,
પરસ્તાનમાં કેઇછે મનુષ્ય અવતાર;
તમમાંથી કોઇથી એંધાણી લવાય,

તો જવાહીરની પાંખો તેની થાય.
રાજકુંવરની સુણી એ વાત,
શોધવા લાગ્યા સહુ ખરેખાત;
એકનો ભોગજોગે થયો ત્યાં પરવાશ,
જ્યાં કેદી હતો તે નીરાસ.
રડતો હતો તે કરી પોકાર,
કુપથી કંઇ સાદ સંભળાયો બાર;
પત્તો અહીંથી મળેછે કાંય,
વાડીની સુગંધ અહીં મેહેકાય.
પોહોરા હૂતા જેહ જેહ, ઠામે ઠામે ત્યાંય;
પુછવા લાગ્યો તેમને, કોનો સાદ એ થાય.
મહરૂખનો કેદી એક રૂપનીધાન,
કુવે તલપેછે નવ જૂવાન;
પુછપરછ કરી લઇને ભેદ,
શેહેરમાં આવ્યો તે દેત સપેદ.
શાહઝાદાને કરી પ્રણામ,
સાંભળેલ સંભળાવી દીધું તમામ;
કહ્યું દંડવત કરી હવે લાઓ,
આપવાનું કહ્યુંછે તે અપાઓ;
ત્યાંના ઇનામની એજ ચાલ,
જવાહીરી પંખ કર્યા તે કાળ.
સંદેસો મહરૂખપરીપર; મોકલાવ્યો તીવાર;

## પ્રકરણ ૨૨.

મહરૂખપરી ઉપર ફીરોઝસાહનો સંદેસો.

રાગ—ગોરી ચલીસાસરે

આ મોકલ્યો મહારૂખ પરીને સંદેશો,
કેમ પ્રાણ ખોવાને કરેછે અંદેસો;
માણસની જાતને એમ ચોરી લાવેછે,
ઘરમાં સંતાડીને પ્રીતી દર્સાવેછે.
તારા પીતાને જો હું લખું તારો એ હાલ,
તારો શોહાલ થાય, ઓ છળભરેલ છનાળ;
પ્રાણ પ્યારો નથી તું કરેછે કેવાં કામ,
હમણાં ફુંકી દઉશ હું પરસ્તાન તમામ.
નોલ્લજ તારા ચેહેરાનો રંગ નથી ઊડતો,
કોઇ પરી પુત્ર જોડાનો તને નથી જડતો;
અમારી ભુલી ગઇ બીકને ધાક,
માણસ ઉપર લાગી રાખવાને આંખ;
ભલું ચાહતી હોયતો તેને કાઢ બહાર,
જેને કુવામાં તેં નાખી મુકયોછે નિરધાર;
અને સમખા ફરી લે જે તૂં તેનું નામ,
તો તું નથી; નક્કી હું સારીશ કામ,

દોહરો.

માહારૂખ પરીને પોહોચ્યું જ્યારે એ ફરમાન,
ત્યારે બીકથી થરથરી, તે થઈ ઘુણી હેરાન.

ચોપાઈ ત્રણ તાળની.

કહ્યું મુજથી થયોછે એ વાંક,
વાંકે રાજ સરીખા પણ રાંક;
કહો એને કોઇ લઇ જાય.
અહીં કુવેથી કાઢીને ત્યાંય,
જો હું લાગુ એની કદી થાઊં;
ફુંકી દે જો મને સમ હું ખાઊં.
પણ એ મુજ પર કરો કૃપાય.
પરી સ્થાને ચર્ચા ન થાય,
મુજ પિતાને ખબર ન જણાય,
કે મુજથી અહીંતહીં ન રહાય;
ઉત્તર સુણી ફીરોજશાહ ભુપ,
ગયો જ્યાંહ હતો તે કુપ;
કુવા કાંઠે જઇ પોહોચ્યો તે મીત્ર,
તેમને બોલ્યો જે હતાં ત્યાં સુચિત્ર;
આ પથ્થર જો ઊથળાય કોઇ કળે,
કોઇ પ્રકારે છાતીથી શીળા ટળે;
પર્વત સમજે હતી શીળાય,
ફેંકી દીદી જેમ એક ત્રણાય;
વાદળ સમ ત્યાંથી ખસી જઇ છેક,
શ્યામ નીચે જોત જોયું એક;

દોહરો.

અંધારે તે કુપથી, ચળકે તેનું તન;
જેમકે કાળા નાગ પર, માણી પ્રકાશે રતન.
પરી પુત્ર સ્ત્રીને કહ્યું, અધર કાઢો તેને એમ;
કસ્તુરી વાસને લઇ, લેવાય છે ઘણી જેમ.
રક્ષણ કરજો એહનું, ને યત્ન કરજો જરૂર;
નીરખી રાખજો એહને, નેણા નું નીત નૂર.



## પ્રકરણ ૨૩

### બેનઝીરના કુવામાંથી નિકળવા વિશે.

દોહરો.

પ્રાણ પ્યારી આપતું મધુ પ્યાલો ભરપૂર,
યુસુફ પ્યારો કુપથી નિકળે છે જરૂર;
પાનખરના દિન વહી ગયા, ને આવી રૂતુ વસંત,
રાતો દારૂ પાઇને, મુજને જો એક સંત;
તે પુનમનો ચંદ્રમા, કુવેથી નીકળી બાર.
પંથ કાપી આવી મળે. ભેટે તે દીલદાર.

ચોપાઇ ત્રણ તજ્ઞની'

કોઇ દઇત હતો સીકંદર વંશી,
કુવામા ઉતર્યો વીન સંશી;
અધર લાવ્યો કાઢીને એમ,
ફુંવારો જળ ઉછાળેછે જેમ.

જેમ ખીઝર સુબુધીવાન,
અંધકારથી લાવ્યા અમૃતપાન.
નાજુક સુગંધથી ફુલ થયું બેભાન,
સુંબુલથી નિકળ્યોતે ફુલ સમાન;
પ્રકાશ એમ નીકળ્યો અંધકાર બાર.
અક્ષરે જેમ અર્થ હોય સાર,
જીવતો નિકળ્યો તે પણ એમ,
માંદો મૃત્યુ કાળે હોય જેમ.
ઉપર આવવાની હતી તેને આશ,
તેથી ભરતો તો ઉપરના શ્વાશ;
ભોંય રંગે જામેલ શરીરે ધૂળ.
દટેલ મુર્તી જેમ નિકળેછે અમૂલ.
શરીરે સત્યા નહીંને આંખે આગ,
સુકેલ નર્ગીસ પાડાએ જણાય;
રાતું પીળું બનેલ્ન શરીર,
નિળાં આકાશી થએલ ચીર,
સુંબુલ સમ તેના મસ્તકે, હતા જે ઉતમ વાળ;
નિર્બળતાએ બોજુંબની, થયા તે કાળો કાળ.
માત્ર રહ્યુંતું હાડ ને માસ,
રૂદર રંગની પણ નહીં તેમાં વાસ;
સુકેલ પીળું તેનું શરીર અમૂલ,
પાનખર દીઠેલ હોય જેમ ફુલ;

નખ જે હતાં બીજ ચંદ્ર પ્રમાણુ,
વધી થએલ પુનમો ચંદ જાણુ;
બેટા જોઇ તેના એ હાલ હવાલ,
રડતો આવ્યો ફીરોઝ તે કાળ,
પાટે બેસાડી તેને ત્યાંય,
લાવ્યો જોગણુ બેઠી હતી જયાંય;
પાટ રાખી સંતાડી એક જાગ્ય,
જોગણુને જઇ બોલ્યો કે ધન ભાગ્ય,
બાલ તેને લાવ્યોછુ અહીંઆંય,
સુણી ગભરાઇ બોલી છે કયાંય;
દીવાની તેના નામે હતી તેહ,
શીરની સુધ ન રહી ને ભુલી દેહ;
બોલી કયાંછે તે બતા દિલદાર,
તેનું મુખડું જોઇ લોઉં લગાર;
કહ્યું બીબીજા વેહેલી ન થાય,
આનંદ ભારેછે દુઃખ ન થાય;
એહ કહીને હાથમાં, લઇને તેનો હાથ;
જોગણુને લઇ આવ્યો, ત્યાંતે સાથે સાથ.
પાટે આવી બેઠા તે પહેલ,
કહ્યું નિહાળી જો સુખ સેહેલ.
શોધતી ફરતી હતી તું જેહ,
તેછે એ? કહ્યું એછે તેહ;

પછી પાટ પાસ આવી દિલદાર
પરીપુત્રને કહ્યું ઉઠ લગાર
ગાદની ફરૂં હું આરાને પાસ
પ્રાણવારૂં હું મનભરી સુઆશ;
બોલ્યો ફીરોઝ હંસીને જોય,
એવા તે મુજપર તું કુરબાન હોય.
તવ દેખાડીને જુતી ત્યાંય,
બોલી દેત દીવાનો ના થાય;
તવ પરી પુત્ર આવ્યો હેઠ,
પાટ પાસે ઊભો રહ્યો નેટ.
પાટ આસપાસ રહી તે ફરતી,
ઢળી ઢળીને તેપર ગરતી;
બાથ ભીડી રડી પોકાર,
તન મન વારીને તેપર સાર.
અરે તું કયાંને, કોહોનો લાંધો જોગને શોક;
કયાં એ વસ્ત્ર વૈરાગના, ને કયાં તમે એ લોક.
બોલી તુજ દુઃખે દીવાની કીધી,
આપણી દુખા મુકાવી દીધી;
મન ભરીને મળ્યા બેઉ વળી,
રડતા રહ્યા ધરણીએ ઢળી.
બેઊ કથે દુઃખ વીતેલ કથાય,
મોતી આંસુએ આંખ ભરાય;

તેણે ત્યાં સુધી કહી વાર્તાય,
કે એમ પોહોંચીયું તુને હીંઆંય.
બેનઝીરે સુણી એ ખરી ખોજ,
આનંદી થઇ ગયો તે રોજ;
એક દીન તેમણે કર્યો ત્યાં મુકામ,
બીજે દીન ગયા પોતાને ઠામ.
તે માટે બેસી થયા ત્યાં વીદાય,
મન ઇછીત હતું તેમનું જયાંય;
જોગણ ફીરોઝને તે ચંદ્રમાય,
પાટે બેસી ઊડયા જેમ વા વાય.
બદરેમુનીર જયાં બેઠીતી પવીત્રી,
તેને ત્યાં લાવી તે પ્રધાન પુત્રી;
તે ઝાડોમાં ઊતાર્યો પાટ,
ઝાડ ફુલ્યા સુભાસને ઠાઠ.
એકલી ત્યાંથી આવી તે, શોકમાં જયાં તે ભામ;
ગનમાં એ વીચારીને, કે કહું સાર્યું તુજ કામ.
આવીતી આવીને પડી તે પાય,
તેવી શાહઝાદી બીને ગભરાય;
અંતે ઓળખી કે જોગણછે એહ,
મુજ કાજે વઇરાગણ જેહ.
બોલી હે નજમુનનીસા જીવ જાન,
તુજ પર કુરબાન થાંઓ મેહેરબાન;

તુજથી મળવાની નોહોતી આશ,
જીવવાથી હું થઇતી નીરાશ.
તેહ ઇચ્છે કે ઊભી થાય,
પણ ઊભાં થતાં ઢળી ઢળી જાય;
બોલી દુઃખભાર મસ્તકે છે ઘણાય,
અરે શું કરૂં નથી મુજમાં આય.
વારૂં ફેરૂં થે નજમુતની સાય,
ફરી આસપાસ જેમ વાણું વા વાય;
ઘરની શોભા નહીંને તેના તે હાલ,
કંઠથી મન સુધી સઘળે નાશ કાળ.
ખરદાશ વીન જોયા દિવાળ દ્વાર,
ફુટી ઝુંપડાંઓ થએલ ઘરબાર;
કામણગારી કામની, હતી જે દાસી ખ્વાસ.
મેલી ઘેલી કયાંની કયાં, ફરતી હતી ઊદાસ;
કાંગસી નહીં ને ચોટલો ની ગુંથેલ,
ચંચળ હતી તે આળસુ બનેલ.
મન વીચારમાં સો હતી દંગ,
મોંનો રંગ ઊડેલ જેમ પતંગ;
છેડ છાડ નહીં ને ડશમ ઠાશ,
ગાન તાન નહીં ને તે હાંશ.
દુઃખ ભરપુર હર એક નાર,
જીવને સુખને દીલને નહીં કરાર;

એસે રડતી ઉઠતાં જે ગતા ગમ,
ઉઠતાં બેસતાં તે ઉપર જુલમ.
બાગ બગીચા પડેલ વેરાન,
ફુલ ઝાડ સુકા કાંટા સમાન;
માલિક પણ ભયભીતને બીમાર,
પીળા દર્પણ સમ દુઃખદાર.
નહીં આય શક્તીને હોશ હવાસ,
નિર્બળ, અશક્ત, દુઃખી ઊદાસ;
એ કથીતી જોઇ નજમુન નીસાય,
દિપક સમ વહાવે આંસુડાય.
મોહોલમાં જઇ પડી એ ધૂમ,
પતંગ દીપક પર આવે ઝકઝુમ.
એકથી એકે સાંભળી, એહ વાત ત્યાં જયાર;
ધન ધન ભલે પધારી એ, એમ થયો પોકાર.
કોઇનું મોં ખીલ્યું જેમ કળી,
કોઇ દોડી ગઇ તેને મળી.
કોઇ પૂન કરવાને લાવે વસ્ત;
કોઇ રોટલે અડકાવે હસ્ત;
કોઇ ઘરથી કોઇ બારથી ધાઇ;
કોઇ અહીં કોઇ તહીંથી સાહી;
કોઈ પૂછે વીતેલ વારતાય,
કો ભેગી મળી કરે ચરચાય;

તેને માથે થયું ઝક ઝામ,
ગભરે કરવા લાગી પ્રણામ.
બોલી કાલે કહીશ મુજ વાત,
હમણા થાકેલછું ખરે ખાત;
જ્યારે ભીડ ખસી ગઇ છેક,
એં તેં જોયું નહીં રહી એક.
બોલી શાહઝાદી મુજ સંગ આવો,
તુજ વૈભવને મુજ સંગ પધરાઓ;
ચાલો થોડોક કરીએ આરામ,
તમને કંઇક કહેવું છે કામ.
એકાંતે જય ગઇ બદરેમુનીર,
બોલી લાવી તારો બેનઝીર;
સુણતાં મુર્છાગત થઇ ગઇ એમ,
આનંદે મરી ગઇ હોય તેમ.
અચરતી થઇ પુછ્યું કે, સત્ય!
કે મને છેડવાને છે એ હત્ય!
તુજ જીવજાનના સમ હું ખાઉં,
જુઠું બોલું તો કુરબાન થાઊં.
આનંદ ઊલ્લાસ કરો પુન અનેક,
એ મેં નહીં કે કયે અવીવેક;
કહ્યું કેમ લાવી બોલી કે એમ,
સઘળું વર્ણવ્યું વીતેલ જેમ.

તારો કેદી મુકાવી લાવી છું'ય,
ને એક બંદીવાન લાવી છુંય;
પુછયું તે બેઉ કયાંછે બતાવો,
બોલી ઝાડોમાં સંતાએલ આવો.
સારી વેળાએ થઇતી વીદાય,
લાવી મેળવ્યો તુજ પ્યારો હીઆંય;
પણ એક પીડા માથે આવી વસાઇ,
તુજ કાજે હું ગઇ છું ફંસાઇ.
હવે એકને લઇને આવું,
અને બીજાને રસ્તો બતાઉં;
એહ સુણી હંસી તે કામ,
કેમ ઉડાવે છે પ્રધાન ભામ.
અરે પરે તું એક છે, પણ પુરણ છે ફેર;
કોઇ ઠામે અમૃત બને, ને કોઇ ઠામે ઝેર.
ચાલો ચાળા કરશો નહીં ઝાઝા,
તેમને વેહેલા લાઓને આઘા;
બોલી તેની આગળ એ બેની,
કોઇના કહ્યા વીન થાશે તે કેહેની.
બોલી નથી તે દીવાનો કાંઇ,
એ વાતને તેહ કહેશે નાહીં;
તારા મનમાં જો હોય કાંઇ આસ,
તે વેગળા નથી છે તુજ પાસ.

પુછી લેજે એ વાત સુખ થાય,
તેની આગળ એ થાય કે ન થાય;
એ સુણી વેહેલી ગઈ દીલદાર,
ધીમે તેને લીધા પોકાર.
લાવી બેસાડીયા છાન માન,
એકાંત કરવાનું જે હતું મકાન;
પછી પુછયું કે, ઓ બેનઝીર,
કહે તો આવે બદરેમુનીર.
બોલ્યો શું કહેછે કામ સુકામ,
ભાઈથી બેહેન છુપે કોઈ ઠામ;
જાનજાન છે એપર કુરબાન,
એની કૃપાએ બચ્યો મુજ જાન.
મારો પ્યારો એ મિત્રછે, દરેક પળે દીનરાત;
ભેદ મારો શી વાતનો, ને છાની એથી વાત.

—o0o—

## પ્રકરણ ૨૪

બદરેમુનીર બેનઝીરથી મળેછે અને બદરેમુનીરના બાપને વિવાહનો સંદેસો મોકલાવેછે.

દોહરો.

મારા મોંથી કામની, લાસ અડાડી દેહ;
ચંદ્ર અને સુરજ હવે, સુખે મળેછે બેહ.

એ સુણી વાત તે ખુપનાર,
લટકે મટકાતી આવી તે વાર;
લજ્જાથી આવી બેઠી તે પાસ,
ફરી આવ્યા તેને હોશ હવાસ.
આંખથી આંખ મળી તેની જયાર;
આંખે માણેક મોતી વાર્યા ત્યાર.
નેણે લોહી તે. એ ભીંજેલ આંખ
તેને તેનું દુઃખ તે તેને દુઃખે રાંક.
તેનો તે રંગ ને ને તેનો ને તે હાલ,
તન પીળું મોં રાતું ચોળ લાલ;
પાનખર જોએલ જેમ બાગસાર,
જેમ બીમારથી મળે બીમાર.
તે સંયોગ થયો અચરતપુર,
ઓછો થયો હશે એવો જરૂર;
નજમુનનીસા અને ફીરોઝશાય,
લજ્જાએ નીચાં કરેલ નીઘાય.
મોતી માથાની આંખે વહી જાય,
દુઃખ ખાતા સુણી તે વાર્તાય;
એક તરફ શાહઝાદો નીહાળ,
રૂએ આંખે મુકીને રૂમાલ.
ઘાયલ દિલની તે બદરેમુનીર,
તાણવા લાગી નીસાસાના તીર.

પાલવ બાંધને ભીજવે, મોં સંતાડી રોય;
કામણગારી કામની, કટાક્ષે જવ તેને જોય.

ગરબી.

સુણો સામળા હું તમ માટે ઘેલી થઇ જો. એ રાગ.

દુઃખવાર્તા જ્યારે ત્યાં પ્રારંભાઈજો,
એવા રડયા કે બેઉ ગયા ડચકાઇ જો;
ઘણીવાર સુધી બેઊ તે રોતાં રહ્યા જો,
વિયોગી હાથોને આંસુથી ધોતાં રહ્યા જો.
પીળાં ગાલે રાતાં આસું વહાવી દીધા જો,
વસંત પાનખરને એકજ જગ્યાએ કીધા જો;
દાઘ કાળજે જે હતા ગણતાં ન ગણાય જો,
તે આંખો થકી બહાર આવીને જણાય જો.
છેવટ નજમુનનિસા અટકચાળી ને અધીર જો,
કહેવા લાગી કે સૂણછે બદરેમુનીર જો;
શા કેર એની ઊપર કરવા ધારેછે ઘણા જો,
વધારે પ્રીતિ એની ઊપર ન જણા જો.
તારા કાજે ઓછો એ રડયોછે કામની જો,
રોઇ રોઇ દુઃખ એને વધરાવે ભામની જો;
આવવા દે એના શરીરમાં શક્તી આતી જો,
એને હમણા રોવા ધોવાની શકતી નથી જો.
મડદા જેવો એને લાગીઘું એટલા માટે જો,
તને જોઇ જીવે ને દુઃખ શરીરથી છાંટે જો;

ત્યાં ઓસડ એના કર્યા નથી સુણ જુવતી જો;
માસુક ઘરછે આરોગ્યશાળ બીજું એ સમન નથીજો.
પ્રિત માતુનો એને લઇને આવી આભણી જો,
જીવતો રહ્યો માત્ર તારૂં મળવાનું સુણી જો;
એને સંયોગી ઔષધ પા સર્વંગ અપછરી જો,
કાઇ પેરે અરધ મુએલ જીવી જાય ફરી જો.
હવે સુખ આનંદી વાતો કરો માનુની જો,
દીન દયાળુ જુદા કરે ન તમને તારૂણી જો;
નહીં ઠીક એમ બેઉ જણ કને આવી જો,
એમ બેસે માં એક એક થકી છુપાવી જો.
એ સુણી સહુ ભેગાં મળેલ હંસી પડયાં જો;
જેમ વાડીમાં ફુલ ખીલીને ઊઘડી ગયાં જો;

દોહરા.

ત્યાર પછી ચાલુ થયાં, પ્રીત રસ તે વાર;
આનંદ ને ઉલ્લાસની, મોજ ઉભરાઇ બહાર.
ખટરસ ખાન અડધાં નીરો, પીરસ્યા જુકતીવાર;
ધામધુમ રસ હાંસથી, કર્યો તેનો અહાર.
ત્યાર પછી બે બે મળી, થઇ ગયા જુદાય;
નિદ્રા ઘરમાં પોહોડવા, પોહોંચી ગયા ત્યાંય.
જે જે દુઃખ દારૂણ હતા, સહેલ જેણે જેહ;
સંભારીને વર્ણન કર્યા, જુક્તે તેમણે તેહ.
રોવા લાગ્યા લાલતે, આંખે ધરી રૂમાલ;

કથા તેમણે જવ સાંભરી, વિયોગે વિતેલ કાળ.

ગરબી.

સુણ સાહેલીરે મારે નંદકુવરથી નેહ, એ દેસી.

કહ્યું કુંવરે તવ, જે જે વિતેલ તે વિસ્તાર,
કોપી કુપે જેહ, વિત્યા હતા દુઃખ અપાર;
કે એમ અંધારે હું, રડતો રહ્યો ઘણો ઓ પ્રાણ,
કુપે કોમળ કાય, કુખાડતો રહ્યો કામ સુજાણ.
મારી ફરીઆદપર, કોઇએ ત્યાં ન આપ્યું લક્ષ,
ઘંટ પેઠે દીલ, થર થરતું રહ્યું કોણ કરે મુજ રક્ષ;
તેહ અંધારૂં ધામ, બની રહ્યું મારૂં ઘરબાર,
છાતી ઊપરથી, તે પથ્થર ખસ્યો નહીં લગાર.
પ્રીતીએ પાસાની, તેપર મુજને ચખાડી ઓ કામ,
જીવતાં જીવ ઘોરમાં, દાટી દીધો હતો ઓ ભામ;
ત્યાંથી નિકળવાની, કયારે મુજને હુતી આશ,
ગ્રહના હાથથી, પૂર્ણ થયો હતો હું ઉદાસ;
નવીન રિતેજ હું, જીવ જાન મારો કરતો રહ્યો,
તુજ થકી ઓ પ્રાણ, વેગળો હું મરતો રહ્યો;
ઇશ્વરે મુજને, તુજથી મેળવ્યો છે ઓ પ્રાણ.
ઘોરથી ઉડાડીને, ફરી જીવતો કર્યો સુજાણ.

દોહરો.

રોઇ રોઇ શાહઝાદીએ, ઉત્તર દીધો તેહ;
મેં પણ ખરે એક રાતમાં. ૬૧૫_ દીઠું એહ;

ચાલ છંય.

તુજ દિલદારની લાય, મને જવ લાગી,
એક રાત રોતાં સોઇ, ગઇ ફરી નહીં જાગી;
તો જોઊધું શુંય, કે વન છે એક વિશાળ,
તે જંગલની વચ્ચે, કુવો છે એક વિક્રાળ.
ત્યાંથી આવે અવાજ, કે બદરે મુનીર,
અહીં આવ કે એં, કેદી છે બેનઝીર;
ઇચ્છયું મેં ઘણું ત્યાર, કરૂં તુજથી કાંઇ વાત.
બોલી શકી નહી શબ્દ, તુજથી ખરેખાત.
૧ જીવ મારો ઢળી ગયો, તેજ ગમે તો ત્યાર.
પણ તે સમે ચક્ષ માહરી, ઊઘડી ગઇ આ વાર;
તે ઘડીએ મુજને ઘણી, વ્યાપીતી વેદનાય,
કાળજડું અને દીલ, તો છેકજ છેદાય.
તેજદીનથી એ કામ, બની ગયું અમારૂં,
મરતી રહી મને માન, નામ લઇને તારૂં;
દેતું નોહોતું કોઇ, જોકે તારી ખબર,
પણ તુજ દુઃખથી મુજ, મનને થાય અસર;
વિતતું હતું જેહ, તને ત્યાં સાંજ સવાર,
પ્રકાશીત હતું મને, સાર સર્વે અંધકાર.
૨ પણ કોને હું કહું કથી, મુજ અંતરની વાત,
ઓહો નીશો બળતી હતી, દીપકસમ ભલે ભાત;
અચરત સરખી જીંદગી, હું કરતીતી,

તેની જીંદગી કશ્યાથી, હું મરતીતી;
એ દુઃખમાં રહેતી, હતી હું દીન રાત,
કેમ કરી મેળવશે, મુજને જગ તાત.
મુજ મુખ રડતું જોઈ, નજમુનનીસાય,
બનીને હાલ બેહાલ, પોહોંચી ગઇ ત્યાંય;
આગળ જે કંઇ થયું, તે જાણો છો આપ,
કે આમ તમનો મેળાપ, થયો તેને પરતાપ.
૩ રોઈ ઉઠયા એ વર્ણન કરી, નીજ દિલના વૃત્તાંત,
કહેવાને સુતા હુતા, ઊઠયા તે એમ શાંત.
વછુટેલ મળે એક ઠામ, તો નાવે નીંદ્રાય,
વાતો કરે કહો તેહ, કે નિદ્રાવશ થાય;
પરીપુત્ર નજમુનનીસાય, ત્યાં તો જુદાજ,
વાતોમાં હતા ગર્મ, ઓળવી દીલની દાઝ;
વાદ વિવાદ સંવાદે, કપાઇ ગઇ રાત,
વાણું વાયું છેક, ત્યાંતો વાતની વાત.
સંયોગી રજની તણું, ત્યારે વાયું વાણું,
સુતેલાને થઇ જાણ, ઉઠવાનું આવ્યું ટાણું;
૪ મોં ઉપર પડદો લઇ, સંતાયો ચંદરમાંય,
ઊંઘ પથારીથી ઊઠયા, સુખી સુરજરાય;
સ્વારે ઊઠે છે જેમ, તેમ તેકાલ,
અસુર રતાશનો, હસ્ત ભરીને ખ્યાલ;
દીવસને લઇ સાથ, તે સંચરવા લાગ્યો,

સુતેલ હુતા તેમને, જાગૃત કરવા લાગ્યો.
આંખ તેની જવ ઉઘડી, ને પાંપણુની થઇ લંબાણુ,
શ્યામ અને રાતાશ વચ્ચે, થઇ તવ ઓળખાણુ;
વાણુાની વહાલી ગંઠ, ઊઘડી ગઇ ત્યાં જ્યાર,
અહીં તહીં ફુલ ઘણુાય, ખીલી નીકળ્યાં ત્યાર.
સજોડે જ્યારે ઉઠયા, ફુલ ઘણુા રૂપવાન,
વારીસર એક એકતે, કરવા લાગ્યા સ્નાન;

દોહરો.

સજયો સરસ બીજી વખત, સર્વ શ્રેષ્ઠ સણુગાર;
બગીચામાં વસંત રૂતુ, નવ નવીન આવી ત્યાર.

છંદ ભુજંગીની ચાલ.

તે જોગણુ બનેલાં જે નજમુનનીસાય,
જમેલ ધુળને અંગથી કરીને જુદાય;
નાહાઇ ધોઇ નીકળી કરી આન બાન,
લીલમ જેમ નીકળેછે મુકીને ખાણુ.
નહાએ તેનું નીકળ્યું એમ રૂપ,
નીકળી આવે બાદળ છેદી જેમ ધુપ;
પણુ તેણુ નવીન ફેલાવી એહલાય,
પેહેરી રાતી પોશાક જે લાલા લજાય.
નીજ લાલને લલચાવાને લાખેણી લાએ,
વસ્ત્ર રાતાં રંગના અંગે ધરાય;
પીળી ગજીઆણી કોર તે પર મુકાવી,

સોના સરખું દીધું તેણે ઝક ઝકાવી.
તેના અંગની સંગ વસ્ત્ર જરૂર,
ધ્યાન કલ્પના ઓ રાતાં થાય પૂર;
ભભૂકા તનને તેનું મોં એમ દમકાય,
કે જેમ અગ્નીથી ભડકા ચળકાય.
ભરેલ ઉભરે આવેલ છાતીઓ ઠીક,
ભરપુર જોબન રશાથી તે ઓપે અધિક;
કંઠની ભારછતાને તે કુદરતીના ચાક,
ગજીઆણીની કાંચળી કસેલ ઠીક ઠાક.
તે કંચન સમ તેમાં રતન લાલ લાલ,
ભરપુર રંગથી કુમકુમ હોય તેમ તે ભાલ;
લીલાટ તે કંઠીની તેથાં એમ જણાય,
રાતે ચેહેરે જેમ આકાશી તીલ થાય.
મોએ પડદો લઈ તું કહે ચંદ્રસૂર,
અસૂર રાતારો સંતાએલ હોય પુર..
કિનારી તેની ચોમેરે એમ ફરેજ,
ત્યાં ગોખરૂ લેર ખાઈખાઈ મરેજ.
નિલાને કિનખાબી ઘાઘેરાનો ઘેર,
દોપટો બનારસી સુરજ પેર.
જવાહીર સજેલ જુક્તિથી ત્યાંહ ફુલ,
સુર મુર જેમ વરશે ભીજાએલ ફુલ;
તે કાંગસી કરેલને તે ભમર તાણેલ.

હરેક આન બાને ચોમેરે ફેરેલ,
ખજુરી ચોટલોને જરી બંધ કેશ;
ધુમાડા પુંઠે ભડકાનો પ્રવેસ.
વિવાહ કન્યા પોશાક પેહેરી ને ખાસ;
તેમાંથી ખુનની આવવા લાગી વાસ;
એ રંગે બની સ્વર્ગ સુંદ્રી પુર
ચાલી આવી ફીરોજશાહનાં હજુર,
પરી પુત્ર કત્લ થઇ ગયો ઠાર;
કહે તું કે જીવખોઇ મર્યો તેજવાર.
લજાને લીધે વાત કરી નહીં કાંય,
પણ જીવ જાનથી કુરબાન તે પર થાય;
ખાણી ઠણી મોજ આનંદો લહે ત્યાંય.
ભેદ એક અંતરના બીજાને જાણાય,
ખુશીથી લીલાલેહેર થયા દીલ આંગ,
ભેગા મળી ભાગે પીવા લાગ્યા ભાંગ.
ઉજાણીઓ ભેગા મળી નીત ખાય,
તે દુઃખ ખાધેલા ઠેકાણેસર થાય;
છુપેલ એશ આનંદ કરતાતા તેહ,
ને બીજાની ચરચાથી, બીતાતા એહ.
સંયોગી સ્થીતિએ હુતા આબાદ,
પણ વિયોગનું દુઃખ હતું પુર્ણ યાદ;
એ ઠરવીને નીકળ્યાં તે બે ચંદ્રમુખી,

હવે તો ઊઘાડાજ રહેવું સુખી.
ફરછે એમ બીજીવારે જો રહીએ,
છુપાં ક્યાં સુધી હવે ઉઘાડા થઇએ.

દોહરો.

સહીછે પીડા ઘણી, સુખ કરવાને કાજ;
રહેજો એમ નાકામ તો, કેમ મળે સુખ સાજ.
કરમ એમ કરે જો કાંઇ યારી,
જાહેર કેમ ન કરીએ તૈયારી;
માંહોમાંહે કરીએ વીચાર,
બેઉ જુદા જુદા ગયા ત્યાર.
નજમુનનીસા ને બદરેમુનીર,
બાના કરી જુદા પડયા આધીર;
માત પીતાને ઘેર રહી જઇ,
કે ચર્ણ જોઇશું તમારા સહી.
નીકળ્યા બેનઝીર ફીરોજસાથ,
શેહેરમાં મુકી ફોજ સીપાય;
કરી તતબર રાજના સાજ,
પછી વેહેલા આવ્યા તેજસ્વી તાજ.
ત્યાંના રાજા જે તારા સીપાહ,
જેને લોક કહેતા મસઊદશાહ;
પત્ર તેને એક મોકલ્યો, મનમાં થઇ અધીર;
ગુણવંતા ગુણસાનને, ઘણે ગુણે ગંભીર.

ગરબી.

પડવાની પડ પ્રીત, (એરાગ.)

રાજાધી મહારાજ, જમશેદ અભીમાનીરે,
ફરેદુંં સમ તારો વૈભવ, સીકંદર સાનીરે;
દુન્યાની તું આશ, દુન્યા તારી આશેરે,
શુર્યતાની સૃષ્ટીનું તાજ, ગુણીયલ ગુણખાસેરે.
કૃપાનુંછે તું ઠામ, દીલ રૂસ્તમ પેહેલવાનરે,
ઉદારતાએ ન પોહોંચે તને, હાતમ હિમ્મતવાનરે;
હું આવ્યોછું અહીં, પરોણો ગરીબરે,
મને લઇ આવ્યા છે માહારાજ, મહરા નસીબરે.
કૃપા કરીને દયા, એટલી કીજીએરે,
મને પોતાના દાસપણામાં, લઇ લીજીએરે;
સદાએછે એમ રીત, રાજ તમામરે,
એમ બંધાએલછે દુન્યાના, કાજને કામરે.
દુન્યાને પ્રકાશીતછે, કે હું ચંદ્રમાયરે,
કુંવરછું હું જન્મ ધરી, પીતા મલિકશાયરે;
મને જાણેછે હરેક, વૃધને બાળરે,
નામ મારૂંછે બેનઝીર, પ્રજા પાળરે.
વર્ણ્યુ સહુ ભુત, ને વરતમાન કાળરે,
વૈભવ લખ્યોને સહુ, ફોજ ને માલરે;
નમ્રતા ધૈર્ય જણાવી, ને છેલીવારરે,
એક અક્ષર એ લખ્યો, તેણે ભલે ભારરે.

ધર્મ થકી જે ઉલટ, હોયજ પાતરે,
તેજ અમારો ધર્મનો શત્ર, છે ખરેખાતરે;
માનવું હોય તો માનજો, કહુંછું છેલારે,
નહીં તો અમને ધારજો ત્યાં, આવી પોહોંચેલારે.

દોહરો.

એ સંદેસો પોહોંચ્યો, મસઉદશાહને જયાર;
વાંચી સુણીને તેહને, વીચાર્યો તેનો સાર.

ચોપાઇ ત્રણતાળની.

તેનો સાર સમજી મસઊદરાય,
ગણી ફોજને વળી સીપાય;
યુદ્ધ મચે ભારે તેની સંગ,
છેલાં કોણ જાણે શોભને રંગ.
સૃષ્ટી નીયમ તો છે એ રીત,
ઝાડથી ઝાડ પર્વેદ થાય ખચીત;
નથી નવીન કંઇ એ ચાલ,
એને વિતીગયા ઘણા કાળ.
પત્રનો લખ્યો એ જવાબ,
બુદ્ધીવંતને ઇશારો કીતાબ;
ઇશ્વર અને તેના મિત્રના, પ્રથમ લખી વખાણ;
ઊત્તર એ મોકલાવ્યો, નમન કરી પ્રમાણ.

ગરબી.

સુણો શામળા હું તમમાટે ઘેલી થઇ જો એ રાગ.

પવિત્ર પત્ર જે પુર્ણ બાંધેલ વાતથી જો;
તે ગુપ્ત ભેદ ઊઘડ્યા અમ હાથથી જો;
ધર્મ નિયમે અમે છીએ લાચાર અતી જો;
નહીં તો અમથકી એવી વાતો તો થતી નથી જો;
અમારા દાવા ઉપર જો અમે આવીએ જો,
તમારા આકારાને પણ લેખામાં ન લાવીએ જો;
હમણાં ઘરથી નિકળ્યા છો તમે બાળક સમાન જો,
સરસ નરસ ઊપર કંઈ તમને નથી ધ્યાન જો.
કોઇની પાસે એ ધન દોલત રહેતી નથી જો,
સદા કાગળની હુડી તો વેહેતી નથી જો;
દુન્યાની રીતછે તેનું અમે શું કીજીએ જો,
નહીં તો અભિમાનના ફળ દેખાડી દીજીએ જો.
નબીના નિયમોને માન દઈએ અમુલ જો,
તેના કારણે અમો કરીએ છીએ કબુલ જો;
પેંગમબરથી ઊલટું જે કોઇ ચાલશે જો,
તે કદી ફુલશે નહીં, કદી નહીં ફાલશે જો;
એક અરછીતીથી જોઇને અમને કહાવજો જો;
અમે આજ્ઞા આપી આપને અહીં આવજો જો.

દોહરો.

કાસદ લઇ સંદેસડો, પોહોંચ્યો તેની પાસ;
એ આનંદની વાત તપ, પસરે આસને પાસ.

શાહજાદાને દીવાળી થયો દીન,
પત્ર વાંચ્યો તેણે ભિન ભીન;
બિદયા દુખથી બંધેલ દિલ તંગ,
તે દીનથી ઉડવા લાગ્યા રાગરંગ.
દીલની પીડાઓ વહી ગઈ દુર,
વીવાહ તૈયારી થઇ ભરપુર.
જોશીઓ તેડાવીને, દેખાડી વર્ણચક મીન;
ઠરવી દીધો ઠીક એક, શુભ વિવાહનો દીન.

---

## પ્રકરણ ૨૫.

બેનઝીર તથા બદરેમુનીરના લગ્ન વિશે.

દોહરો.

ક્યાં છે તું મધૂ માલતી, ફુલગાત્રી નાર;
આજ તે દીપક ભૂપના, લગ્ન લીધા નીરધાર.

મધુર ગાનાર તેડાવ આજ;
લઇને સાથે તે આવે સાજ;
વીવાહ સામાન થાય તૈયાર,
તેમાં કાંઇ ન રહે તકરાર;
તે દીન આવ્યો ઘણી ઘણી આશે,
પ્રણવા ચઢયો તે રજની ઉજાશે.
મેહેલથી નીકળી થયો જબ રવાર,

વાજાં વાગ્યાં ત્યાંહ હજાર;
તેની શોભા કહી ન જાય,
વર્ણનથી અધીક એ અથાગ.
વરના ઊઠતાં શોર બહુ થાય,
નાનાં મોટાં જોવાને જાય;
કોઇ દોડીને ઘોડો લાવે,
કોઇ હાથીઓને બેસાડાવે.
કોઇ કહે કે મારે અહિં આવો;
રથ ગોરા વેહેલા લાવે;
કોઈ કોઇને કહી પોકારે,
કે મ્યાનો ન લાવે તો મારે.
કોઇ પાલખીમાં નાખે શ્રૃંગાર,
પેહળી આગળ મુકીને હાર.
બીડ ભાડમાં જુએ કે, ગાડાં નથી ત્યાં એક;
માંગાતાગાં ઊપર અડું, બેઠા કોઇ છેક.
ઢોલને મુડો પડઘા લાગે,
સ્વારોના ઘોડા કુદવા લાગે.
ટકોરાં નોબતનાને તેની પાછ,
ઘોસા ગરજના સમ સાચ;
અણીઆ કાને સુહાગણા સાદ,
સુકર સુણી ભિજાતે તે નાદ.
ગવીત પાટ આતલસી હજાર;

ઊપર કસબણો નાચે નિરધાર;
તબલા વાગે ને તે એ ગાય,
" લાડલો આવ્યો વરરાય ".
વરનું ઘોડા ઉપર થવું સ્વાર,
મોતીને સેરે જવાહીર અપાર;
થથકી ઘોડાનું જાળવી જાવું,
ગરૂડી મોરછલનું બે ગમ ફરફરાવું.
લીલમી પાનસો આગળ ઝળકાય,
તે જોઇ આકાશ વારે નીજ કાય;
રસ્તાના બે ગમ દીપક દીપાય,
પતંગા આનંદે ગીત ગાય.
દિપકથી મન પ્રકાશીત જો થાય,
નુરીના કાવ્યથી ગીતો ગાય;
ત્રણ દરવાજા પાનસ તણા, ઘણાં અહિંને ત્યાંય;
તેમાંથી બાજારીઓ, બુમો પાડતા જાય.
તમાશા ગીરની જુદીજ ધુમધામ,
પતંગ પડે જેમ દીપકે તમામ.
ગગડે નોબત વાજાની સાથ,
ગરજે ઘોસાં ડંકાની સાથ;
સાજનો અહિં તહિં ટોળે ટોળે;
ભુંગળો ભું ભું કરે સાદ ભોળે.
કાળા પેદળ ને તેમની બુગલ,

આકાશપર શબ્દ કરે ખલખલ;
આગળ વાડીના ફુલ ઘણા રંગે,
એ હાથી ત્યાં હતાં દેત સંગે.
આંબ્રકીટટીને વાદળી ઝાડ,
જેમ ત્રાગ્રાની ઓઠે પહાડ;
બેઉ બાજુએ બરાબર પાટ.
કોઇપર પાનસ કોઇપર ઝાડ ઠાઠ.
રંગેલ દીવાલગીરની દીપક લાય,
ખિલે જેમ ગુલલાલા બાગમાંય;
જયાં સુધી જણાય તેમની હાર,
નજરબંધી શું? હવાપર બહાર.
દાડમનું દબે જવું, આતશ બાજીનું જોર;
ફટાફટ તારાનું ફાટવું, ને ફટાકડાનો શોર.
તારાને જવ ઉડાડેલાય,
હાથી હાલ્યા વિના નાસીજાય;
બપોરીઆં છુટતાં વાર વાર,
રંગ નિકળે તેમાં તરેહવાર.
છુટયું ધુમાડો થઇ ગુર ગુર,
કાળાશ રાતની ઊડી થઇ કપુર;
મશાલોના ચારેમેર ઝાડ,
પ્રકાશના ભભુકેલ પહાડ;
કસબી પોશાક પેહેરી સરદાર,

વિજળી સમ ઝળકે એ તે ત્યાર;
એમ જણાય પાસે અને દુર;
લાંગી આભ સુધી ભરે ગયું નૂર;
આવ્યા કન્યાને ઘેર સુખ શાંત,
તે સમ શોભાની શી કહું વાત;
બાદલાંના તંબુ ઊંચા બિલંદ,
પ્રકાશીત પ્રજા કરે જે પસંદ;
ચકચકીત ગાદીને સુંદર પથાર,
ચોમેર ગજીઆણો પાથરેલ સાર;
કાચની હાંડી ઝડોનું નહીં શુમાર,
જેપર ગીણુ બતી ચડેલ ચાર ચાર;
નવા નવા તે રંગના, ને નવે નવે તે તોર,
ચારે તરફ મુકેલ હતા, ઝળકતા ઝાડ બીલોર;
તમાશગીર મળ્યા થોક થોક
પુંઠથી પુંઠ મેળવી ઊભેલ લોક;
ગુડાણીઓ બેસી ને ત્યાં તગાગ,
મધૂ મોજ મજાને પીએ ભાગ;
વરનું ગાદી ઊપર આવી બેસવું,
ને મંડળીનું સાથે ધસી પેસવું;
નાચનારીઓ ઉડે કરી લટકાય,
મુખ દેખાડે વિગતે ને મટકાય;
નાચ રાગનું વરર્ણન શું કરાય,

પ્રાચીન કાળ જેવોજ સમાય;
ભેગી મળીને સહુ નાચનાર,
ઉભી જમવે રાગનું દિલ ત્યાર,
એગનના તાનો આહીં તાહીં,
તંબુરના સુર મળેલ કસર નાહીં;
હારથી છોકરી એક નીકળી આવે,
હુનર પેહેલ વેહેલ દર્શાવે;
ઠાકરે ચાલે લઇ લઈ તાળ,
નાનો કદ ને કેહેરવાના ચાલ;
મડીએ પરગલે દેખાડિ હવાય,
વિજળી ફુટી બને જેમ વાય;
ગત ઉપર નાચે કદી, મનમાં ધરી ને હોંશ,
વાંકી કટાક્ષે જોય તો, આશક થાય બેહોશ;
આહીંની એગત ને એ ભાવ,
ને એહ઼ડે નાયકાનો બનાવ,
ઉભી બે ઘૂંટ હોકાના લેતી,
પાંન ચાવી હોઠે રંગ દેતી;
વીંટીનું લઇ સનમુખે દરપણુ,
મુખડું જોતી તે મુખ ચમન્ના;
બાંયો ઉલટાવી મોહરીના ચાક,
નવેસર કાંચળી કરી ઠીક ઠાક.
કાંગસી કરી, કરી ભમર ઠીક,

ઘેર ઝટકે થે ચાતુર અધીક;
પાલવ માથા ઊપર પલટાવી,
હાર ચીરી બહાર નીકળી આવી;
પગ ઝાલીને ઘુઘરા ઉઠાડે,
પગે પેહેરેને કાંને અડાડે,
એંતે ખાંધાની ઉપર ધરી હાથ,
નાચતી ચાલી આવે સંગ સાથ,
ફતેચંદના હાથની એક મુરત,
લાજેલ ચંદ્ર સમાન એક સૂરત,
ઘડીએ નાચેને ઘડીએ ગાય,
ઘડીએ દેખાડે, ઘડીએ રીઝાય;
મધૂર મધૂર અવાજથી, ગાતીઓ ત્યાં ખ્યાલ,
પળે પળે દેખાડતી, પ્રવીણતા તે કાળ,
વિવાહ સભાને ગાવાનો રંગ,
મનની ખુશી ને દીલનો તુરંગ;
ફુલ ઘરેણા, કીનારીના હાર,
રંડીઓ બેઠલી હારોહાર;
બીડાના પત્તાં પડેલ ચારે પાસ,
જોઇ દિલ દુઃખનું પામે નાશ;
ઉતમ લગ્ન ને આનંદી ઢોળ,
ટાણા સલોણાને મીઠા મીઠા બોલ;
વેવણો ભીતરની એમ જણાય,

ફુલ ખિલ્યાં હોય જેમ બાગ માંય,
ગળે નાંખે હંસી હંસી હાર,
સટાસટ ફુલ છડીઓના માર,
દેખાડતી બની ઠનીને બનાવ,
રીત રસની, અરસપરસ ચાવ;
શોર હંસી, પોકાર તાળી તાળ,
મીઠી સોહામણી નવી ગાળ;
ઢુંક શું કહું કહ્યું ન જાવે,
એવી વખત દીઠેલ નહીં કયાંય.



## પ્રકરણ ૨૬

બદરેમુનીર તથા બેનઝીર અને નજમુનીસા તથા ફીરોઝસાય પરીપુત્રના લગ્ન કાર્ય વિશે.

દોહરો.

છાકીગયેલું કદમાં, પ્રાણ પ્યારી ચકચૂર,
મધને બદલે હવે મને, શરબત પાઓ જરૂર.
એવો ન બનું કે થાઉં ભાર,
ફરી કાઇના કંઠનો થાઉં હાર,
નિદ્રા પછી વેહેંચાયા હાર પાંન,
શરબત પાઇ સૌને દીધા પાન માન;
પછી ઘર જાયો ત્યાંથી જમાર,

મેહેલમાં પધરાવ્યો તેને ત્યાર;
વર કન્યા ભાગ્યો ગયો એમ;
ભુલ ભુલ ફુલપર લપકે જેમ,
ત્યાં પોહોંચવાના કડુ શાં વચન,
મોહવાને થવા લાગ્યો શુકન;
બમણો આનંદ થયો તે વાર,
વર કન્યા ભેગા ગાવ્યા જ્યાર.
સજ્ની ઘરેણું હીરકશી પેહેરવાશ,
મેંધી સુગંધણીને ફુલોનો વાસ.
રાતા વસ્ત્રપર અત્તર સુહાગ,
બેઉ ના ભેગા ઉઘડી ગયા ભાગ;
કુરાન દેખાડી જોવરાવી દર્પન,
વરને મુકી ગાયે પહલવ લે પરસન્ન.
એવા સંયોગનું નેહોતું ધ્યાન,
જુગ કર્તાએ દેખાડ્યું વૃતાન;
શકુની શકુનીવાને દેખાડી એપેર,
જોઇ દર્પણ અચંબિત રહ્યા ઠેર.
એમ ત્યાં થાય ધુમા ધામ,
વરકંન્યાગાં રીતોનું કામ;
કોઇ કરે ત્યાં ટોટકા, કોઇ દે જાણી ગાળ;
આનંદ અપાર ત્યાં હતો, ને જય જય કાર તે કાળ.
કોઇ સુહાગો કાને અડાડે,
કોઇ કંન્યાની મોઝણી સુંઘાડે.

મીઠા કન્યા તે બેઠીતી બની,
સાકર ખાવાનીં વેળા આવી ઠણી;
સાકર ખવરાવી તેને એવી સાતે,
ધક્કા દે તેને ઘડી ઘડી હાથે.
તેનું મન તે હતું તેમાં બંધ,
વેણી બાધી કરીને પસંદ;
આંખથી સાકર લીધી તેણે એમ,
મીઠી બદામ ખાય કોઇ જેમ.
સાકર હોંઠથી ઊપાડી એમ લીધી,
મીઠી ખારીને ગળ ગળી કીધી.
કેડથી સાકર લીધી એમ,
હા, હું, ના, નહી, થૈ રહ્યું તેમ.
સાકર ઉપાડી લીધી તેના પાગ,
નહીં હા, ના શોર ઘણા થાય;
તકરાર એટલા માટે તે વાર,
દિલતો તે પાસે બંધેલ હજાર.
રંગ રળીઓ ઘણી થઇ ત્યાંય,
વાતો સાકરની કાંકરીઓ થાય;
એવી રીતે થઇ ચુકી, જ્યારે ધામાધુમ;
અસવારી તતખર થઇ, ત્યાં તો ઝાકાઝુમ.
વાણું વાયુંને મળસકાનો કાળ,
કન્યા વિદાગીરે કુએ વૃદ્ધ બાળ;

ઉભા મોં જુએ સહુ લાચાર,
કહે પ્રભુ એ શું છે સંસાર.
કંન્યા રોઇ રોઇ થતી વીદાય,
માતપિતા રોઇ વહાવે આંસુડયા;
કંન્યાદાન નીકળ્યું ઘર બાર,
આંખથી આંસું હોય જેમ મોજધાર.
અહીં સુત્તાનોનું મોત જાણુ,
એક દીન ખોવાનોછે એ પ્રાણુ;
દીલના દરદીઆ જેછે યાર,
તે વીવાનો મોતથી લેછે સાર.

વરે કન્યાને લઇને ખોળે,
પાલખીમાં બેસાડી રંગ બોહોળે;
ચંડુલ લઇને ચાલ્યા કહાર,
સોનું લુટાવે બે બાજુ કુમાર.
ઉભેલા ત્યાંજે હતા, આંખે રોઇ નીર;
તમણે મોતી વેણ્યા, આવી પડયાં જય શીર.
સેરા મોં ઉપરથી દઇ ચીર,
ચંદ્ર સમ મોં દખાડ બેનઝીર;
સવાર ઘોડ થઇને તે શુર,
સ્યારે જેમ ઊંચો થાય સુર.
દખાડ તો મહાતમતા મહીમાય,
સાથે નોબત નિશાન લઇ જાય;

પાછળ પંડુલમાં ચંદ્ર મુખ,
આગળ તે સૂર્ય ભરપુર સુખ;
ડગલે ડગલે પાછો ફર્યો એ પેર,
સ્વારીથી ઊતરી આવ્યો ઘેર.
એમ કન્યાને લઇ તે જુવાન,
રંગ મોહોલમાં લાવ્યો નીદાન;
થઇ થવાની હતી જે ધુમ ધામ,
જાહેર એનું પણ જોઇએ કામ.
નીરધાર્યો તે ધુમે લગત હાથ,
પરીપુત્ર લગ્ન ચતુર દીન સાથ;
નજમુનનીસા જેનો પીતા પ્રધાન,
તેની કને ગયો શાહઝાદો જુવાન.
શુભ ઇચ્છક પ્રધાનજી, મારો છે એક ભ્રાત;
ફીરોઝ તેનું નામછે, રૂપવંત ને ઘણો શાંત.
તુજથી રાખું છું હું એક આશ,
તેને પુત્ર ગણ તું કે દાસ;
જેમ તેમ કરી તેને રજામંદ,
જાળે ફંસવી કર્યો તેને બંધ,
પરી પુત્ર જે ફીરોજશાય,
તેથી પ્રણાવી નજમુન નીસાય;
તેજ ધૂમે અને તેજ ઢાળે.
તેજ આનંદ અને તેજ મોજે;
તેજ તૈયારીને તેજ ધૂમ ધામ,

સઘળું વીવાહનું કર્યું કામ;
કંઇ બાકી નરાખ્યું અંશ.
ખલબલ બરાબર રહી વીન અંશ.
તેને પ્રણાવ્યો ભલા રીતે,
કાલ પાળ્યો તેનો પૂર્ણ પ્રીતે
પ્રભુએ પુર્ણ કર્યાં તેમનાં કામ,
મનના મનોરથ મેળવ્યા તમામ;
બે વીવાહ તેમના થયા સકાર.
એક ઠામે વરતી વસી ચાર,
દીન ફરયા તેથી ફરયા વતન;
વછુટેલ બુલબુલ આવ્યા ચમન.
આનંદથી લઇ આબરૂ, જાન અને વળી માલ;
જન્મ ભૂમીના શેહેર ગમ, ચાલ્યા તે તતકાળ.
નજમુનનીસાને ફીરોજશાય,
આકાશે ગયા સુર ચંદ્રમાય.
તેમની આજ્ઞા લઇને આને;
પોહોંચ્યા પળમાં પરીસ્થાને.
જાતાં જાતાં કર્યા એ કરાર,
અમે ઐં, તમે જાઓછો આ વાર.
દુઃખથી ખેદાશો નહીં લવ લેશ;
તમથી મળીશું અમે હમેશ.
એમ દઇ તેમને ધારણાય,
સાથ લશકર લઇ થયા વીદાય

## પ્રકરણ ૨૧

દોહરો.

પ્રાણ મને પા પ્રેમથી, છેતો એક ક્લાસ;
કથા સગાપ્તે આણુના, મનમાં થઇછે આશ.

નગર કને ગયો શાહઝાદો જ્યાર,
તંબુ ઠોક્યા એક નેહેર કીનાર;
પુનમચંદ્ર અહિં આવોછે કેમ,
લોકો પુછે કુશળ અને ખેમ.
અંતરધ્યાન થએલું ફુલ,
આવ્યું, આનંદે થયા સૌ વ્યાકુળ;
માત પીતાને થઇ જ્યા એ જાણ,
પોતા પણાની રહી ન એ ળખાણ.
મનમાં નીરઆશા હતી સંપુર્ણ,
સુણી થરથરી થાય તે ક્રુર્ણ;
રૂએ આસું ઢાળી પીતામાત,
કહે નહીં રે ખરી એ વાત.
હાય નથી રે ભરૂંસો લગાર,
કે મળે અમને રાજકુમાર;
શત્રુ કર્મના કોપથી, નથી અમને એ આશ;
પ્રાણ થકી પ્યારો મળે, ને દુઃખનો થાય નાશ.

શત્રુ રાજતણો હતો કોઇ,
આવ્યો રાજઉપર તે મોડી.

જાઉં આજ હું તેની પાસ,
નથી પાછા ફર્યાની આશ;
કોઇ વારસ નથી મારો એક,
રાજ ઝગડા સોંપું તેને છેક.
સોએ વિન્તી કરી એજ ધારી,
તેજ છબી તમારી છે પ્યારી;
તેછે પુત્ર તમારો પ્યારો,
બીજું કંઇ મનમાં ધ્યાન ન ધારો.
બમણીવાર સુણી પુત્ર વાર્તાય,
રડતો ચાલ્યો ઉઘાડે પાય;
પુજ્ય અરાધે પિતા જોઇ, પાયે નમાવી શીશ;
ઇચ્છા ચર્ણ જોયા તણી, પુરી કરી ગજદીશ.
માથું પગથી ઉઠાવી લીધું,
છાતીની સાથે દાબી દીધું.
થયો મૃછાંગત તેત્યાર,
આંસુંડાં વહાવે જોનાર;
ફરી પેઉજાણુ મળ્યા એમ,
મળે યાકુબથી યુસુફજેમ.
ફુલી ફુલ્યો તે ફુલ પ્રમાણ,
ફુલ એ, ને તે બુલબુલ જાણ;
થયા આનંદી નાના મોટાય,
જોઇ લઇને સરદારો જાય.

મોજમજા મધ આરોગી, મુકયાં સઘળા શોક;
ઉજડ વસ્તી ફરી વસી, લોક ફરે ત્યાં થોક.

ભારે વૈભવી કરી ધુમ ધામ,
વાજા વાગવા લાગ્યાં ઠામ ઠામ;
સંયોગ રૂપી પવન જેમ ચાલે,
લઇ ગયા તેને વાડી મથાળે.
ઊતારી નારી પ્રણિલ સાથ,
સાહ્યો હાથે ગ્રહી તેનો હાથ;
ચાલતો સર્વ આવ્યો ઘરમાંહીં,
રૂપરૂપી કળી લઇ ત્યાંહી.
રસ્તે નજર પડી તે સમાય,
દીઠી માર્ગે ઉભેલ માતાય;
આંખે આંસુંની વેહેતી ધાર,
માતા પાએ પડયો તે વાર.
વહુને પુત્ર મળ્યા બેઊ સાથ,
માટે ગ્રહ્યા બેઊના હાથ;

છાતીએ ચાંપી પુત્રને, રોતી હતી તે માત;
તેના નેણુના નીરથી, વહેળા વહ્યા ખરેખાત.

જીવ જાનથી ગણુી વધુ પ્યારી,
ઘરની શોભા વધી તેની ન્યારી;
દીલપર જે કાંઇ હતા દુઃખી દાઘ;
સુખથી થઇ ગયા જેમ બાગ;

વિયોગ રૂપી દીપક જે હતાય,
સંયોગી વાયૂથી ઓળવાય.
હળીમળી રહેવા લાગ્યા નીદાન,
ફુલ જેમ વાડીએ ખીલ્યાં રૂપવાન;
પ્રકાશીત થઇ આંખ અંધકારી,
ભોંયવાડી બની ગઇ સારી.
માત પીતાની આશા હતી એહ,
લગ્ન આંખે જોઇએ તેહ;
બીજીવારે લગ્ન એના કીધાં,
સુખ માત પીતાને દીધાં.
ધુમ ધામને ઠાઠમાઠ, લગ્ન તણી જો લખાય;
સાચું કહુછું સજ્જનો, પૂર્ણ ક્યાંથી થાય.
તેમના કર્મ હતાં તરેહવાર,
મન મનોરથ મળ્યા બે વાર;
દુઃખી લુંતે બગીચાથી ઊઠી
પુષ્પ મુખ વરયા તેમાં સઠાઠી.
મેહેલે મેહેલે ખુશીના સાદ,
કરમેલ કુલ થયાં આબાદ.
ઇશ્વર કૃપા થઇ ત્યાં ભાર,
તેજ શાહ તેજ પુત્ર પ્યાર;
તેજ લોકીક ખુશકારી તમામ,
તેજ મોજ મજાનાં કામ.

તેજ ખુલખુલ અને તેજ વાડી,
મીત્ર ગંડળી ખીલેલ જેમ વાડી;
દીન ફર્યા ત્યાં લોકના, દુન્યા માંહે જેમ.
કવી અને શ્રોતા તણા, ફેરવે ઇશવર તેમ;
સહુના વછુટેલ આવીને મળજો,
ઇશવર મીત્રથી દુ:ખડાં ટળજો;
જેમ તેહ થયા સુખકારી,
તેમ અમને આનંદ હજો ભારી.
નીજ નગરીમાં રહી સુખ લઇએ,
દુઃખે પગલું ન બહાર દઇએ;
સલામત રેહે તે નવાબ,
આસફદોલા છે જેનો ખીતાબ.
ઊમર ખોઇ સજજનો, લખવાને એ કથાય,
તે વિન મોતી અક્ષરો, સહેજ ના નીકળાય.
વૃધ બન્યો જુવાનથી જ્યારે,
બેનઝીર શબ્દ નીકળાયા ત્યાર;
ફુલકણી છે નથી એ કથાય,
મોતી શેરો શેરે પરોવાય.
નવી બોલી નવી રીતને, નવુ છે સઘળું કામ;
ખરે ખરૂં છે એહનું, જાદૂ વર્ણન નામ.
સંભારવા જોગ છે એ કથાય,
એથી નામ ગાર રહી જાય;

લોહી અંતઃકરણનું ખાય,
વાણી રંગ ભરેલ લખાય.
જેણે સાંભળી કહ્યું પોકારી,
વાહ વાહ હસન શુભ અવતારી;
ગાશે ગુણયલ ગુણપતી, સાચ સુણીને સાર;
કથા એવી કો થૈ નથી, ને થાશે નહીં લગાર.

—o()o—

દોહરો.

આનંદને સુખ ચેનથી, જીવતો રહે નવાબ.
સૈયદ કમાલુદીનખાં, જે છે ફલક રકાબ;

ત્રણ તાળની ચોપાઈ.

વડોદરા રાજનો તે સ્તંભ,
તેની ઉમ્મર થાય ઘણી લંબ.
વધે ધન દોલત ને પરીવાર,
રણ જીતે તેની તલવાર;
દિન દિન તેજ સવી થાય તાજ,
તેનું અવીચળ રહેજો રાજ.
સુખ ચેનથી રહે તેના મિત્ર,
તેહ મિત્ર કે જેછે પવિત્ર;
રાજ નગરમાં છે મુજ વાસ,

પણ નિત્યે રહું છું તેની પાસ.
તેની કૃપાથી થયું એ કામ,
ઠઠણ ભાષંતર થયું તમામ;
ઓગણીશ સેં પાંત્રીસનું, સુખકારી હતું વર્ષ;
હામી એ પુરૂં કર્યું, ભાષંતર ધરી હર્ષ.



# સમજણ *

પાનું ૧ ખતુન, ખતા-મધ્ય એશીયામાં બે જબરાં રાજ્ય છે.

૨ ઇસ્ફહાં-ઇરાનમાં એક મોટું શેહેર છે, તેને ઇસ્ફહાં, નિસ્ફજહાં ( અર્ધ દુન્યા ) એવી ઉપમા ફારસી કવીઓ આપે છે.

૩ ગુલલાલા-દાઘ-એ ફુલના મધ્યમાં એક દાઘ હોય છે અહીં બાદશાહ સમજવો જોઇએ કેમકે તેને વાંઝીયાપણાનો દાઘ હતો.

નહીં દીક— રાજકુંવર

૫ પવીત્ર વાણી-કુરાન તેની હેઠલી બે લીટી એમાં કુરાનના એક શ્લોકનો અર્થ છે.

પાસાપત—રમલવાળા-જે પાસાથી કે મીંડાંથી ભવિષ્ય કહેછે.

૮ જિન-આત્મીક શૃષ્ટીના મુખ્ય ૩ ભાગ છે દુત, જિન, ભુત, પરી-જિનની સ્ત્રી છે, એ વીશે વધારે જોવું હોય તો ઉત્તર ભુત નીબંધ નામની ચોપડીમાં જોવું.

૧૦ ખોજા—હાતડા. પણ તેમના કરતાં ખોજા સારા હોય છે. તેમને જનાનાની દેવડીની ચોકી સોંપે છે. તથા મોહોલમાં પડદો પણ તેમનો નથી હોતો.

સીકંદર—ઈ૦ સ૦ પુ૦ ૩૨૩ માં એક રાજા થઇ
ગયો.

ચીની રાજા—ખાકાનચીની પેહેલાં તેઘણા જોરા-
વર રાજા ગણાતા હતા.

વીંટીના નંગતળે ફરશી—સુલેમાન બાદશાહ પા
સે એક વીંટી હતી તે જે હાથમાં ઘાલે તેને
રાજ મળે; એવી હતી.

૧૧ બમ—જાડા સાદનું નગારૂં.

ઝીર—હલકા સાદનું નગારૂં.

ચોબ—વગાડવાની લાકડી. તુરે, કરને, એ
વીગરે વાજાં છે.

૧૨ વેણુ—કાનુન, રૂબાબ, જળતૃંગ વાજાં છે.

પાત્ર—કસબણો.

૧૫ સંગીત—એક જગતઉસ્તાદ ગવૈઓ થઇ ગયો.

પરમજોગલક્ષમી—એ પણ જગતઉસ્તાદ નાચનારી
થઇ ગઇ.

૧૬ નર્ગિસ—આંખ જેવું એક ફુલ છે.

સર્વ—સરોનું ઉંચુ ઝાડ.

૧૭ વધેનાદે—શબ્દથી.

૧૮ સેબ,બીહી,—સફરજન.

૧૯ નિશાસુગંધી—રાબણો, જેના ફુલ રાત્રે સુ-
ગંધ છે.

२० બાજ કરકરાં—પંખીઓ છે.
ગુલચમન ગરબે, દિલ ચમનના, ગુલિસ્તાં, બો-
સ્તાનના તરજુમાને વાસ્તે છે.

२१ ચંબેલી, રાયબેલ, સેવતી, ચિત લંગન. } લોંડીઓનાં નામ હોયછે.

२४ તુરંગ—બંદુક,
બેનઝીર જોડી રહીત,

२६ બદરેમુનીર—ચઉદશનો ચંદ્ર.

३० માહીમરાતીબ—દિલ્લીનાબાદશાહની તરફતી
એ માન ભરેલી નિશાની મળેછે.

३३ ટોટકા—જેથી નજર ન લાગે,
બળા માથે આંગળીઓ અડાડી ને વગાડેછે.

३४ ભૂલમાં ભુત હાલ—વર્તમાનમાં ભૂતકાળ
છુપેલો.

४० યુસુફ—બહુજ રૂપવાન જુવાન પેગમબર થઇ
ગયા એમની ઉપર ઝુલેખાં નામની સ્ત્રી
આશક થઇ હતી તે યુસુફ ઝુલેખાંન કી-
સામાં જોવું

४१ સુંબુલ—વાલ જેવા વેલા હોયછે.

४५ ઇનસાન...માણસ હેવાન—જાનવર.

४८ મહરૂખ—મહ ચંદ્ર, રૂખ—મોં—ચંદ્ર મુખી.

४६ રાજ્યાસનસુલેમાન—તખ્તસુલેમાન જે હવા

ઉપર અધર ઉડતું—સુલેમાનનું રાજ આ
તમીક તથા સઘળા સનસાર ઉપર થયું
હતું.

૫૦ આકાશ સંચર- ફલકસેર ફલક આકાશ
સંચર સેર

૫૨ પથાર પટથર મીરફરશ જેથી જાજમ વગરે
ઉડી ન જાય તે પથરા.

૫૫ પાંચ લાંટીઓ પછી પ્રમેશ્વર સઘળી વસ્તુ
માંછે તેનું વર્ણનછે.

ઇંદુગાંદુ-મુસલમાની લીપીઓમાં જુદા જુદા
અક્ષરોના ભેદ મીંડાંથીજ દર્શાવાયછે, તેથી
આખા કક્કામાં એ મીંડાંવાળાં અક્ષર
વધારેછે ને દરેક ચોપડીમાંના વિશેસ કરીને
હજારો મીંડાં હોયછે,

૬૦ ગણીત દહાડા ઘણાખરા ધર્માનું એ મત
છે કે પ્રટવીનો અંત એક દહાડે આવશે
ને પછી મરી ગએલા બધા લોકો ભેગા
થશે ને દરેકનો હીસાબ થયા પછી પોત
પોતાની કરણી પરમાણે સ્વર્ગ કે નરકમાં
જશે; તેને કયામત, રૂસતાખેઝ, હશર મેહશર
કહેછે જેનો અરથ આ ચોપડીમાં જગ પરલ્ય
વીગરે છે તે ઘણીજ બીકનો દહાડોછે

બટેર--એક જાતના પક્ષીછે તે ઘણી અકડથી ચાલેછે.

૬૫ ગુલ નીર ગુલ ફુલ,નીર—પાણી ગુલાબનું પાણી

૬૬ ફેરાના ગુણ સંબંધાર્થ શબ્દો ઉપર અલંકાર છે. એટલે સબંધ દેખાડનાર શબ્દો જુદા જુદા અર્થે વાપર્યાછે.

૬૮ જે ઠેકાણું ઊદગાર ચીન્હ છે તે ઠેકાણે બદરેમુનીર ગભરાઇને બોલેછે. કેમકે તેને ઓચિંતો શાહાઝાદો નજરે પડેછે.

૬૯ પાત્ર (જામ) વીગેરે શબ્દો દારૂના ગ્લાસ કે વાસણને કહે છે.

યુસુફને તેમના ભાઇઓએ કુવામાં નાંખ્યા હતા

૭૬ બદખશાં મધ્ય એશીઆમાં એક શેહેરછે. ત્યાંની સ્વાર અને સંધ્યાકાળ સરસ થાયછે.

૭૮ વળી તે જમીનમાં લાલ પણ મળી આવેછે. તમામી એક જાતની ગજી આણીછે

૭૯ જહુરી એક ફારસી ભાષાનો ઉતમ કવી થઈ ગયો નઝીર-ઊર્દુ ભાષાનો કવી શામળ ભટ જેવોજ વર્ણન કરનારો થઇ ગયો સોદા ઊર્દુ ભાષાનો એક કવી ઉસ્તાદ થઇ ગયો તે ઈશકનુ વર્ણન વધારે કરતો ને મીરહસન પોતે એ બદરેમુનીરની ચોપડી રચનાર.

૮૪ શરાબે ઊમેદ—આશા રૂપી દારૂ.

૮૬ સુલેમાનનાસમ જીન પરી તથા દઇત ખાય છે કેમકે તેમનું રાજ તથા તેમની સતા આત્મીક સનસાર ઉપર હતી.

૮૯ મેઅરાજ—પેગમબર સાહેબને એક રાતે પરમેશ્વરે પોતાનું સ્વરૂપ તથા આકાશી વૈભવ દેખાડયા હતા તેને મેઅરાજ ની રાત કહેછે કાકેસસને મુસલમામ લોકો કોહેકાફ કહે છે.

૯૧ નજમુનનીસા—નજમ—તારો નીસા—સ્ત્રી સૌ સ્ત્રીઓમાં તારા જેવા ચળકાટવાળી—(તારાબાઇ,)

૯૯ એશબાઇ—નાચગાઇને ખુશકર નારી એક રાજ્ય ગાઓગુ.

૧૦૧ ટપ્પો—સર્વોતમ ટપ્પો પંજાબનો ગણાય છે, જેમ ગરબી ગુજરાતની, માંડને રજવાડી મારવાડની લાવણી દક્ષીણની, ગઝલ દીલ્લી લખનૌની હોળી બ્રીજની કાફી સીંધને કાઠીઆવાડની.

૧૦૯ જમશેદીજામ—જમશેદ નામનો ઇરાનનો રાજા થઇ ગયો તેણે એક જામ (ગ્લાસ) બનાવ્યો હતો તેમાં વર્તમાન ભુતને ભવીષની સઘળી વાતો જણાતી હતી.

૧૧૦ રૂસ્તમ-ઇરાની મહાભારથમાં (આર્ય મહાભારથ જે હું હાલ તૈયાર કરૂં છું) માં શુરો થઇ ગયો, હરેક દેશની એક મહાભારથ લડાઇ પ્રસીદ્ધ થઇ ગઇ છે, ઇરાનમાં–શાહનામું હીંદુસ્તાનમાં મહાભારથ, અરબસ્તાનમાં અમીર હમઝાનો દાસ્તાન

૧૧૫ એક જાતનો તમાશો છે. બનેટી એક લાકડીને બેઉ છેડે મશાલો બાંધી સળગાવીને ફેરવેછે તે ઘણીજ ઝડપથી ફરેછે તે એવી રીતે કે પ્રકાશનો કુંડળ થઇ જાય છે.

કાન છેદાઇનેદાસ-બાદશાહી ગુલામની નીશાની કાનમાં વાળીની છે.

૧૨૫ ચીની ચાતુરા-ચીન દેસની પુતળીઓ આશરે સો વર્શ ઉપર ઘણી સરસ ગણાતી હતી,

૧૪૦ ખીઝર-સીકંદર બાદશાહની સાથે હતા ને અંધકારમાંથી અમૃત પાન પીધાથી હમણા સુધી જીવે છે, તેમની સત્તા પાણી ઊપર છે.

મસઉદસાહ—મસઉદ કલ્યાણી, શાહ—રાજા કલાણરાય.

ફીરોઝશાહ—ફીરોઝ-જય શાહ રાજ, જય રાજ.

# આશ્રય પત્રીકા.

## દોહરો.

એ સદગ્રહસ્થો સુખથી, જિવતા રહે સદાય;
જેમણે અતી કૃપા કરી, આપી છે મને સહાય.
સુખ તેમના દિન દિન વધે, દૂખ રહો નીલગાર;
સંસારમાં રહો ત્યાં સુધિ, જ્યાં સુધી છે સનસાર.

| | |
|---|---|
| ઠકર શેઠ રણછોડદાસ તુળશીદાસ | ૨૦૦ |
| હીઝ. હાઇનેસ નવાબ સાહેબ સેઇદ સઇદ આલમખાન બહાદુર નવાબ ઓફ પેલા. | ૧૦૦ |
| શ્રીમંત નવાબ સાહેબ બિસમિલ્લાખાન સાહેબ બહાદુર નવાબ ઓફ રાધનપુર. | ૧૦૦ |
| શ્રીમંત નવાબ સૈઈદ કમાલુદીન હુસેનખાન સાહેબ બહાદુર નવાબ ઓફ બરોદા. | ૫૦ |
| શેઠ કાસમભાઇ એહમદભાઇ. | ૨૫ |
| શેઠ નવરોઝજી પેશતનજી વકીલ. | ૨૫ |
| શ્રીમંત નવાબ ગુલામબાબા ખાનસાહેબ બહાદુર. | ૨૫ |
| શ્રીમંત નવાબ જુલફીકારઅલી ખાનસાહેબ બહાદુર. | ૨૫ |
| શ્રીમંત શ્રી બખશીજી સાહેબ બહાદુર સુરત. | ૨૫ |
| શ્રીમંત શેરમીયાંસાહેબ તાલુકદાર બહાદુર ધોળકા. | ૨૫ |

નવાબ સૈયદ ઇબ્રાહીમઅલી ખાન સાહેબ બ-
હાદુર વડોદરા. ૨૦
સરદાર દોસ્ત મોહમદ સાહેબ બહાદુર વડોદરા. ૨૦
L. Col. Ballantine. 10
નવાબ નુરૂદીન હુસેનખાન સાહેબ બહાદુર વડોદરા.૧૦
સૈયદ એહમદ હુસેન સાહેબ બહાદુર. ૧૦
શ્રીમંત દરબાર મોરબી ૧૦
નવાબ મીર બાકરઅલી ખાન સાહેબ બહાદુર. ૫
Ebrahimbhoy Angin Driver. 5
મુનશી દાઉદમીયાં ઇમામમીયાં સાદરા. ૩
Mrs. Doorga Luxmi. Miagaum. 3
ખાનજી દરીઆખાનજી બજાણા. ૨
મુનશી. હીમતભાઇ છોટમલાલ અમદાવાદ. ૨
Govindrai Deepajee Bhootdee's Zapa. 1
Nowerojee Framjee Camp Baroda. 1
Balavantrai Dajeebhai moonshi Bajvara
in Baroda. 5
C. N. Mujmoodar Raopoora. 1
વરજલાલ દલપત. ૧
આ. મહમદ પેરામખાં. ૧
સ્વરથાન શ્રી બજાણા દરબાર મલેક શ્રી નસીબ
ગારાભાઇ મગનભાઇ અમદાવાદ. ૬

ડાહ્યાલાલ પીતાંબરલાલ '' ૧
પા. મફતલાલ છરાવરદાસ. ,, ૧
દલસુખ નાનાલાલ. ,, ૧
Shaik Idoo Hospital State. 1
Furdunjee Cawasjee Mission School. 1
Adurjee Sapoorjee Karunjawalla. 1
Dorabji Edalji Ahmedabad H. School. 1
ખાચર શ્રી જીવા આલા જસદણ. ૧
મહારાજા રાજ સાહેબ શ્રી બનેસંઘજી વાંકાનેર.૧
પેમચંદ કસનદાસ વાડાશીનોર. ૧
Runchorlal Girdhurlal Dhunasootar's Pole1
Merwanji Rustomjee Post master Deesa. I
S. Yasinmia Abdoola Clerk Ditto. I



# હેઠળ લખેલા ઠેકાણા ઉપર રોકડી કિંમતે આ ચોપડી મળશે.

આમદાવાદ-શમશેર બહાદુર પ્રેસ.
યુનાઇટેડ પ્રિન્ટીંગ કંપની.
શાહાપુર પુસ્તકશાળાના સેક્રેટરી.
વડોદરા.—રાવપુરા રણછોડદાસ મોતીલાલ ઠક્કર.
રેલવે સ્ટેશન ઉપર હુસેનખાં કલાર્ક.
ભરૂચ.——ભરૂચ સમાચાર હાફીસ.
સુરત.——કીકાભાઇ પરભુદાસ બુકસેલર.
મુંબાઈ——આત્મારામ સગુનએંડ કો. કાલકાદેવી.
હાજીભાઇ મેમણ બુકસેલર કાલકાદેવીરોડ.
શરુત ગુફતાર આફીસ.
મુંબઇ સમાચાર આફીસ.
કશફુલ અખબાર દફતરખાનું-ભીંડીબજાર.
મોરબી—મેહેતા મુળચંદ વખતચંદ-હજુર કચેરી.
કરાંચી.—કાળીદાસ નાનજી બુકસેલર.
જનરલ કમીશન એજંટ.
કચ્છમાંડવી- એજ.
ભુજ—— એજ.
સીધપુર—શા. ચુનીલાલ ગોપાળ.